# મયૂરધ્વજ આખ્યાન

અને

# ભીમચાતુર્ય.



લેખક,

પુ. જો. ભટ્ટ.

# શ્રી મયૂરધ્વજ આખ્યાન.

હરિદાસ કથાની પદ્ધતિમાં.

ગદ્યપદ્યાત્મક.



કર્ત્તા.

પુરૂષોત્તમ જોગીભાઈ ભટ્ટ, બીએ. એલ્. એલ્. બી.

રાંદેર, પારેખ ફળીઉં, હાલ અમદાવાદ.

ભામિનીવિલાસ ભાષાંતર, ભીમ ચાતુર્ય,

શુકરંભા આખ્યાન, કાવ્યગંગ વિ. ના કર્તા.



સંવત્ ૧૯૮૦ ઈ. સ ૧૯૨૪.



મૂલ્ય રૂ. ૦—૪—૦.

|| ॐ ||

# આમંત્રણ.

આ મયૂરધ્વજનું આખ્યાન લખવાની પ્રવૃત્તિ થવામાં બે કારણ બનેલાં હતાં. સ્મરણ માત્રથી પવિત્ર કરવાની ખ્યાતિ વાળી નિર્મળ જળ ભરી સૂર્યદેહા તાપીનદી જ્યાં આગળથી વહન કરી રહી છે એવાં માંડવી (મંડનપુર)માં, હું મામલતદારની કચેરીમાં અવલકારકુન તરીકે નોકરી કરતો હતો, અને મારા મિત્ર, જામનગર નિવાસી રા. રા. ડાક્ટર લીલાધર જગજીવન ઠાકર ત્યાં સબ એસી-સ્ટન્ટ સર્જન હતા. તેમને વાદ્યનો તથા સંગીતનો શોખ હતો. હરિદાસની પદ્ધતિએ કંઇક વખત સંગીત તથા વ્યાખ્યાન કરી, તેમને ત્યાં મળતાં સ્નેહી મંડળને તેઓ આનંદ આપતા હતા. હું મારી કૃતિ વાંચી સંભળાવી તેમાં ઉમેરો કરતો હતો. તેમનો આ વિષયમાં ખાસ અભ્યાસ નહીં હોવાથી, પદ્ધતિસર હરિકથા કરવાનું સાહિત્ય તેમની પાંસે ન હતું. મારા સદ્દગત મોટાભાઇ હરિકૃષ્ણ જોગીભટ્ટ કવીશ્વર મારે ત્યાં રજા પર આવેલા હતા. તેમની સન્મુખ ડાક્ટર સાહેબે મને આખ્યાન લખવાનું કહ્યું. મારા મોટાભાઇએ મયૂરધ્વજ આખ્યાનના વસ્તુનું મને સ્મરણ કરાવ્યું. તે ઉપરથી, જૂદાં જૂદાં પુસ્તકોમાથી પ્રસંગને અનુસરતા શ્લોકો પસંદ કરી, જોઇતાં પદો રચી, આખ્યાન લખી કાઢ્યું. એક પ્રેરણાનું કારણ આ પ્રમાણેનું હતું.

બીજું કારણ નીચે પ્રમાણે હતું. મારાં નિવાસ સ્થાન રાંદેર પાંસે, ઉપરોક્ત નદીના તટપર, કુરૂક્ષેત્ર મહાદેવ આવેલા છે. સર્વ

બ્રાહ્મણોના ઇષ્ટ શ્રી શંકર ભગવાનની આ તીર્થસ્થળે ઉપાસના કરવાના, સંગીતનો આનંદ લેવાના, તથા જ્ઞાતિ બંધુઓને વખતો વખત આનંદ આપવાના વિ. ઉદ્દેશોથી, મારા જ્ઞાતિ બંધુઓએ એક શિવરાત્રિ મંડળ રાંદેરમાં સ્થાપેલું છે. તેમાંના એક બંધુ રા. અમૃતરામ કરૂણાશંકર શાસ્ત્રી જેઓ ગાય વગાડી જાણે છે તેમણે એક વખત હરિકથા કરી હતી. તેમને પણ હરિકથાનું સાહિત્ય જોઇએ તેવું ઉપસ્થિત નહતું. હરિદાસ પદ્ધતિએ કથા કરવા ઇચ્છતા રા. અમૃતરામ તથા એવા અન્ય જ્ઞાતિ બંધુઓને માટે મારે આખ્યાન લખી આપવાં એમ મેં વિચાર કર્યો હતો. આ વિચાર પણ આખ્યાન લખવામાં પ્રેરક બન્યો હતો. ઉપરોક્ત બંધુએ તથા અન્ય બંધુએ હરિકથા કરવા વિશેષ પ્રયાસ કર્યો નહીં, અને મને પણ બીજાં આખ્યાન લખવાનો ઉત્સાહ થયો નહીં. પ્રભુ ઇચ્છા.

હરિદાસ પદ્ધતિએ કીર્તન સહ કથા કરવાની પ્રણાલિકા દક્ષિણમાં ઉદ્દભવી ત્યાં બહુ ઉત્કર્ષને પામી છે તથા વિસ્તરી છે. શ્રી દત્તાત્રય બુવા તાંબે સાતારકરની હરિકથા જે કોઇને સાંભળવાનો પ્રસંગ મળે છે તેમને, તેમણે વેદાંત, સાહિત્ય, પુરાણ, વિ. નું કેટલાશ્રમથી કેવું પરિશીલીન કરેલું છે તેનો ખ્યાલ આવે છે. પ્રસિદ્ધ દક્ષણી હરિકથાકારોએ અતિ પરિશ્રમ કરી આ પદ્ધતિને ઘણી ઉચ્ચમાનનીય સ્થિતિએ પહોંચાડી છે. ગુજરાતી બંધુઓ એમને અનુસરી કથા કરે છે, પણ એમના જેટલો પરિશ્રમ કરતા જણાતા નથી. આ હરિકથા આગળ આપણા ગુજરાતી માણ ભટ્ટોની કથા કેટલી બધી ઉતરતા પ્રકારની લાગે છે! આ માણ બટ્ટોની કથાએ પણ જનસમાજની સારી સેવા કરી છે. પણ જ્યારથી દક્ષણી

હરિકથા સંચાર પામી ત્યારથી આ કથાની પદ્ધતિ સંતાવા માંડી છે. ગુજરાતી બંધુઓએ પણ દક્ષણીઓની માફક અત્યંત પરિશ્રમ કરી આ આ પદ્ધતિમાં સંપૂર્ણ યશ મેળવવા પ્રયાસ કરવાની જરૂર છે.

આ પદ્ધતિની હરિકથા જનસમાજને ગમ્મત સાથે જ્ઞાન આપે છે અને તેના પર બહુ સારી અસર કરે છે. મંદિરે મંદિરમાં તથા નાનાં મોટાં સર્વ સ્થળોએ આ પેદ્ધતિએ કથા પ્રતિદિન અને તેમ ન બને તો અમુક વ્રત ઉત્સવના દિવસોએ થાય એ પ્રમાણે યોજના થવાની જરૂર છે. રાજા મહારાજાઓમાં, શ્રીમતોમાં, અને ભક્તિ પરાયણ મનુષ્યોમાં, હરિકથા પ્રત્યે અભિરૂચિ ઉત્પન્ન થઈ, હરિકથાનો સર્વને લાભ મળતો રહે તેવી યોજના કરવાની પ્રેરણા પરમાત્મા કરો.

હવે શાળાઓમાં ધાર્મિક શિક્ષણની અગત્યતા સમજાવા માંડી છે આવાં આખ્યાનો જો વિદ્યાર્થી સન્મુખ કરવામાં આવે અને તેમને શીખવવામાં આવે તો તેમાં પ્રતિપાદન કરેલા સદ્દગુણોની, ધાર્મિક ભાવનાઓની ઉંડી છાપ તેમના કુમળાં મગજમાં પડે અને ભવિષ્યમાં તેઓ ચારિત્ર્યવાન્ અને ધર્મશીલ નીવડે. આખ્યાનોમાંના શ્લોકો તથા પદો મુખપાઠ માટે યોજી શકાય અને સંગીતનો આનંદ લેતાં અને આપતાં શીખવી શકાય.

આ મયૂરધ્વજ આખ્યાનમાં નવધા ભક્તિમાંની અંતિમ આત્મ સમર્પણ ભક્તિનું પ્રતિપાદન કરી તેના સમર્થનમાં આત્મસમર્પણ કરનાર પરમભક્ત મહારાજા મયૂરધ્વજના ચરિતનું વર્ણન કરેલું છે. તેમનાં ધર્મપત્ની તથા પુત્ર બન્ને આત્માર્પણની મૂર્તિઓ જેવાં છે.

પહેલાંનાં સમયમાં એક બ્રાહ્મણ બાળકના જીવનની કીમત મહારાજાઓ કેટલી આંકતા તેનું આમાં ગર્ભિત રીતે સૂચન થાય છે. મહારાજા દીલીપના જેવા ગૌ પ્રતિપાળનમાં તથા મહારાજા મયૂર-ધ્વજના જેવા બ્રાહ્મણ પ્રતિપાળનમાં આત્માર્પણ કરનાર ભારતવર્ષમાં રાજા મહારાજાઓને બનાવો તથા ભવિષ્યમાં ઉત્પન્ન કરો, અને જનસમાજમાં આત્મસમર્પણ ભક્તિ જામો એવી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે. ॥ હરિઃ ૐ ॥

અમદાવાદ.<br>
૨૫-૪-૨૪. } પુરૂષોત્તમ જોગીભાઈ ભટ્ટ.



# શુદ્ધિપત્ર.

| પાનું | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧ | ૧૬ | पाट्टका | पट्टिका |
| ૨ | ૧૨ | प्राप्तों | प्राप्तो |
| ૩ | ૬ | विव्यः | दिव्यैः |
| ૬ | ૧૭ | कपिपथि | कपिपति |
| ,, | ૧૦ | કીતન | કીર્તન |
| ,, | ૧૨ | અક્રરજી | અક્રૂરજી |
| ,, | ૧૫ | ફરી | ફરી ફરી |
| ૭ | ૨૪ | साधोमेत्र | साधोमँत्र |
| ૮ | ૫ | ન્યનતા | ન્યૂનતા |
| ૧૦ | ૭ | સવ | સર્વ |
| ,, | ૧૩ | कहा | इहा |
| ૧૨ | ૧ | પરિપવ | પરિપક્વ |
| ૧૩ | ૮ | રંભા । | રંભાના |
| ૧૫ | ૯ | ધાત | ધાલી |
| ,, | ૨૦ | મૃયુ | મૃત્યુ |
| ૧૭ | ૬ | અપાવી | અપાવવાથી |

| | | | |
|---|---|---|---|
| ૧૭ | ૧૮ | करोति | करोषि |
| ,, | ૨૦ | પ્રશન | પ્રાશન |
| ૨૨ | ૧૨ | અય | આપ્ત |
| ,, | ૧૩ | વગ | વર્ગ |
| ,, | ૨૦ | તેમનાપર | તેમને |
| ૨૫ | ૯ | सुतोयति | सुतीयति |
| ૨૭ | ૯ | ગજના | ગર્જના |
| ૨૯ | ૧૯ | ન્યૂત | ન્યૂન |
| ,, | ,, | મહા | મહીં |
| ૩૧ | ૨૦ | વપ્રને | વિપ્રને |
| ૩૨ | ૧૧ | રહા | રહી |
| ,, | ૧૪ | માગ્યું છે | માગ્યું છ |
| ૩૫ | ૭ | મામી | પામી |
| ૩૭ | ૧૫ | સાથક | સાર્થક |

# अर्पण.

## हरे राम हरे राम राम राम हरे हरे
## हरे कृष्ण हरे कृष्ण कृष्ण कृष्ण हरे हरे

### હરિગીત.

મોળી પણ અતિ સ્નેહવાળી અર્પું આ જલ અંજલિ,
હરિ-કૃષ્ણ ચરણ સરોજમાં જેના મધુર મકરંદથી;
થાય એ અમૃતસમી વળી સુજન આદર પાત્ર એ,
પુનિત ચરણામૃતરૂપે હરતી ઉપાધિ માત્ર જે.
જલધિ અર્પે ક્ષાર જગ નિજ મેઘ સુંદર શ્યામને,
કરી અંગીકાર તેનો ક્ષાર દોષો દૂર કરે;
સ્વચ્છ અમૃતસમું કરીને રેડતા વૃષ્ટિ રૂપે,
અખિલ સૃષ્ટિ ઝીલી જેને નવીન જીવન મેળવે.
આશા સઉ પૂરી કંઈ નથી રાખી તેમાં ન્યૂનતા,
સંસાર શાંત કરી દીધો ગુરૂ દાખવી અહ આ કૃપા;
હરિ શેષ ગુણ ગાવા રહ્યા પણ આપ ક્યાં વળી હું કયહાં
છે કૃષ્ણ દીનબંધુ લવારી અનુજ ભક્તની રીઝવવા.



આ પુસ્તક નીચેનાં સ્થળેથી રોકડી કીંમતે મળી શકશે અથવા વી. પી. થી મોકલવામાં આવશે. પોસ્ટેજ અને વી. પી. કમીશન જૂદું.

૧ નાનાલાલ વિષ્ણુરામ ભટ્ટ. નાણાવટ—સુરત.

૨ પુરૂષોત્તમ જોગીભાઈ ભટ્ટ,
માડવીની પોળમાં શેઠની પોળ--અમદાવાદ.

૩ એન. એમ. ત્રિપાઠી અને કું.
પ્રીન્સેસ સ્ટ્રીટ—મુંબઈ.

૪ રામચંદ્ર જશુભાઈ બુકસેલર,
ત્રણ દરવાજા—અમદાવાદ.

ॐ नमो भगवते वासुदेवाय

# શ્રી મયૂરધ્વજ આખ્યાન.

## મંગલાચરણ.

वेदांतेषु यमाहुरेक पुरुषं व्याप्यस्थितं रोदसी
यस्मिन्नीश्वर इत्यनन्य विषयः शब्दो यथार्थाक्षरः ।
अंतर्यश्च मुमुक्षुभिर्नियमित प्राणादिभि र्मृग्यते
सस्थाणुः स्थिरभक्ति योग सुलभो निश्रेयसायास्तुवः ॥

જેને ઉપનિષદ્ આદિ વેદાંત ગ્રંથો વિષે આકાશ અને પૃથ્વી વ્યાપીને રહેલા એવા અદ્વિતીય પુરુષ તરીકે વર્ણવ્યા છે, બીજા કોઈને પણ સંબોધી નહીં શકાય એવા 'ઇશ્વર' શબ્દનો પ્રયોગ જે એકલાને વિષેજ યથાર્થ છે, અને જેને મુમુક્ષુ પુરુષો પોતાના પ્રાણોનું નિયમન કરીને અંતઃકરણને વિષે ખોળે છે, તે દૃઢ ભક્તિ અને યોગથી સુલભ એવા 'અચળ શ્રી શંકર પરમાત્મા તમારૂં કલ્યાણ કરો.

ब्रह्मांडच्छत्रदंडः शतधृतिभवनां भोरुहो नालदंडः ।
क्षोणीनौकूपदंडः क्षरदमरसरित्पाट्टिका केतुदंडः ।

ज्योतिश्चक्राक्षदंड स्त्रिभुवनविजयस्तंभदंडोऽङ्घ्रिदंडः
श्रेयस्त्रैविक्रमस्ते वितरतु विबुध द्वेषिणां कालदंडः ॥

જે બ્રહ્માંડ રૂપી છત્રના દંડ છે, જે કમળમાંથી બ્રહ્મા પ્રકટ થયા તેના જે નાલ દંડ છે, જે પૃથ્વીરૂપી નૌકાના કૂપ દંડ છે, જે સ્વર્ગમાં વહેતી ગંગારૂપી પતાકાને ધારણ કરનાર દંડ છે, જે નક્ષત્ર મંડળરૂપી ચક્રના અક્ષ દંડ છે, ત્રિભુવન વિજયના સ્તંભરૂપ જેનો પાદ દંડ છે અને દેવતાઓના શત્રુ દાનવોનો જે કાળ દંડ છે તે વામનાવતાર રૂપ ત્રિવિક્રમ શ્રી વિષ્ણુ ભગવાન્ તમારૂં કલ્યાણ કરો,

राज्यं येनपटांत लग्नतृणकंत्यक्तं गुरोराज्ञया
पाथेयं परिगृह्यकार्मुकवरं घोरं वनं प्रस्थितः ।
स्वाधीनः शशिमौलि चापविषये प्राप्तो नवै विक्रियाम्
पायाद्वाः सविभीषणाग्रजनिहा रामाभिधानो हरिः ॥

જેણે પિતાશ્રીની આજ્ઞાથી રાજ્યને પ્હેરેલાં વસ્ત્ર ને વળગેલાં તણખલાંની માફક ત્યજી દીધું અને જે સાથે માત્ર પોતાના ઉત્તમ ધનુષ્ય રૂપી પર્યટનની સામગ્રી લઈ ઘોર વનમાં પ્રયાણ કરવા નીકળ્યા અને જે સ્વાધીન મનથી શંકરનું ધનુષ્ય ચઢાવતી વખત સ્હેજ પણ ડગમગ્યા નહીં તે વિભીષણના મોટા ભાઈ દશાનનનો નાશ કરનાર શ્રી રામચંદ્રજીના નામથી વિખ્યાત શ્રી વિષ્ણુ ભગવાન્ તમારૂં રક્ષણ કરો.

मूकंकरोतिवाचालं पंगुं लंघयते गिरिम् ।
यत्कृपातमहं वंदे परमानंद माधवम् ॥

જેની કૃપા મુગા માણુસને વાચાળ બનાવે છે, અને પાંગળા માણુસને પર્વત ઓળંગી જવા સમર્થ કરે છે એવા પરમ આનંદરૂપ શ્રી કૃષ્ણુ પરમાત્માને હું પ્રણામ કરૂંછું.

यं ब्रह्मावरुणेन्द्ररुद्रमरुतः स्तुन्वन्तिदिव्यः स्तवैः
वेदैः सांगपदक्रमोपनिषदै गायन्तियं सामगाः ।
ध्यानावस्थित तद्गतेनमनसा पश्यन्ति यं योगिनो
यस्यान्तं न विदुः सुरासुरगणादेवाय तस्मै नमः ॥

જેની દિવ્ય સ્તોત્રો વડે બ્રહ્મા, વરુણુ, ઇંદ્ર, રુદ્ર, તથા મરુત્ આદિ દેવતાઓ સ્તુતિ કરે છે, સામવેદનું ગાન કરનાર ઋષિઓ અંગો, પદ, ક્રમ અને ઉપનિષદો સહિત વેદો વડે જેનું ગાન કરે છે, અને જેનો અંત–જેનું સ્વરૂપ–દેવ અને દાનવના સમૂહો જાણુતા નથી એવા તે દેવને હું નમસ્કાર કરૂં છું.



# પૂર્વ રંગ.

## પદ.—રાગ ધન્યાશ્રી.

કર આત્મસમર્પણ ભાઇ, કર તું આત્મ સમર્પણ ભાઇ
માનેલા તુજ સર્વ પદાર્થો બુદબુદવત ક્ષણુ સ્થાઇ
પરમાર્થે પ્રીતિથી ન વાપરશે જાશે વ્યર્થ અચિંત્યા વિલાઇ—કર.
તારૂં છે ક્યાં શાશ્વત, શીદ આસક્તિ આપદ ધારી
સંભાળે છે રખે જોખમાશે જાણે કદિ જાવું નાહીં—   કર.
મારૂં કહે પણ શું છે તારૂં વિષય રચ્યા તેં કાંઇ
દેહ તુજ સાથે ક્યમ નાવે જો જરા ઉંડું વિચારી—   કર.
ધન દારા સુત દેહથી પરહિત તારાં નથી તો તું સાધી
લ્હાવો લે અર્પણ કરવાનો સઉ રહે છે જ્યાંતું ત્યાંહી—   કર.
અભિમાન તું શા પર ધરશે પંથ પરાર્થજ સ્હાઇ
જનહિત કર સઉ આત્મ ગણીને ઠર પ્રભુ ચરણે જાઇ—   કર.
અંતર જો ન વિરાગ ઠરે આ સંત શરણુ સુખદાઇ
ધરતાં દિનદયાળુ તે તો સઉ દુઃખ દેશે દાહી—   કર.
બળિરાજાએ હરિ પદ શિરપર ધાર્યા ત્રિભુવન આપી
દીધા દધીચીએ સુરપતિ અર્થે અસ્થિ અસુને ત્યાગી—   કર.
મયૂરધ્વજ રાજાએ મુકાવી મસ્તક કરવત કારી
સતોષ્યા વિપ્રરૂપ હરિને વીરભકત તણી બલિહારી—   કર.

**પદકર્તા શું કહે છે—**

કર આત્મસમર્પણ ભાઇ, કર તું આત્મસમર્પણ ભાઇ

આ સંસારને વિષે ત્રિવિધ તાપથી પીડિત થયેલા પરંતુ વર્ણાશ્રમ ધર્મ પ્રમાણે સદાચારથી વર્તી મન જેનું પવિત્ર થયેલું છે એવા સાધુ પુરુષને પદકર્તા ઉપદેશ કરે છે કે, હે ભાઈ તું આત્મસમર્પણ કર. આત્મસમર્પણભક્તિ તું કર.

ભક્તિ ઘણા પ્રકારની છે તેમાં આત્મસમર્પણભક્તિ કરવા કહેવાનું ખાસ શું કારણ છે? કારણ એટલુંજ કે—

અનુષ્ટુપ્ છંદ.

નવ પ્રકારની ભક્તિ, વર્ણવી શાસ્ત્રને વિષે<br>
ભક્તિ સ્વાર્પણની તેમાં, ચૂડામણિ રૂપેજ છે.

નવ પ્રકાર કયા?

**श्रवणं कीर्तनं विष्णोः स्मरणं पादसेवनम् ।**<br>
**अर्चनं वंदनं दास्यं सख्यमात्मनिवेदनम् ॥**

હરિકથા તથા વેદાંતાદિ શાસ્ત્રોનું શ્રવણ કરવું તે શ્રવણ, વાદ્ય વિગેરે સંગીતનાં સાધન સાથે ઈશ્વરનાં સ્તુતિ-ગાન ગાવાં તે કીર્તન, જપાદિક કરવાં અને શ્વાસે શ્વાસે પ્રભુનું નામ લેવું તે સ્મરણ, વિષ્ણુનાં ચરણકમળનું સેવન કરવું-પતિભાવથી સેવન કરવું-તે પાદસેવન, વિધિ વડે પૂજા કરવી તે અર્ચન, નમસ્કારાદિક કરવા તે વંદન, દાસભાવે સેવા કરવી તે દાસ્ય, મિત્રભાવે હરિને ભજવા તે સખ્ય, અને

ભગવાનને એટલે કે પરમાર્થમાં સર્વસ્વ અર્પણ કરવું તે આત્મ-નિવેદન. એ પ્રમાણે નવ પ્રકારની ભક્તિ કહેવાય છે. આ નવ પ્રકારની ભક્તિનું સેવન કરીને વિવિધ ભક્તજનો પરમપદને પ્રાપ્ત થયા છે; તેમાં મુખ્યત્વે—

श्रीकृष्ण श्रवणे परीक्षिदभवद् वैयासिकी कीर्तने
प्रह्लादः स्मरणे तदंघ्रिभजने लक्ष्मीः पृथुः पूजने।
अक्रूरस्त्वभिवंदने कपिपतिर्दास्येच सख्येऽर्जुनो
देवस्यात्मनिवेदने बलिरभूत्सर्वस्व संपूजने ॥

શ્રીકૃષ્ણ પરમાત્માની શ્રવણરૂપ ભક્તિ પરીક્ષિત રાજાએ, કીર્તનરૂપ ભક્તિ વ્યાસમુનિના પુત્ર શુકદેવે, સ્મરણરૂપ ભક્તિ પ્રલ્હાદજીએ, પાદસેવનરૂપ ભક્તિ લક્ષ્મીજીએ, અર્ચનરૂપ ભક્તિ પૃથુરાજાએ, વંદનરૂપ ભક્તિ અક્રૂરજીએ, દાસ્યરૂપ ભક્તિ વાનરોના પતિ હનુમાનજીએ, સખા તરીકે ભક્તિ અર્જુને, અને આત્મનિવેદનરૂપ ભક્તિ બલિરાજાએ સર્વસ્વ અર્પણ કરી હતી.

અંતિમની આત્મસમર્પણરૂપ ભક્તિ ઉત્કૃષ્ટ તો છે ખરી; પરંતુ આ સંસારના અનેક મોહક પદાર્થોમાં આસક્ત થયેલા મનુષ્યને પ્રાપ્ત થવી સહેલ નથી. કોઇક હમેશાં સહેલું કામજ કરનાર અને કાંઇ પણ કઠણ કામ આવી પડે કે તેને નવ ગજના નમસ્કાર કરનાર (Easy-going) પુરુષ

કહેશે કે આ નવ પ્રકારની ભક્તિ કહી છે તેમાં બેઠાં બેઠાં કથા વાર્તા શ્રવણુ કરવાની, તથા પુણ્ય માર્ગ વિષે પ્રવૃત્તિ કરાવનાર હરિકીર્તનરૂપ ગમ્મત કરવાની વિગેરે સરળ ભકિત મૂકીને કોઈથી સહેલાઈથી ન મેળવી શકાય એવી આત્મ-સમર્પણુ ભકિતને ખાસ આગળ ધરવાનું શું પ્રયોજન છે, તે સમજી શકાતું નથી.

ગૃહસ્થાશ્રમના ક્ષણિક સુખોમાં લચીપચી રહેલા અને ગૃહસ્થાશ્રમને તેથી ધન્ય માનનારા હે પુરૂષ, ખરે તારાથી નહિજ સમજી શકાય.

ગૃહસ્થાશ્રમના સુખોનું કવિ વર્ણન કરતાં કહે છે કે—

सानंदंसदनं सुताश्च सुधियः कान्ता मृदुर्भाषिणी
स्वेच्छापूर्णधनं स्वयोषिति रतिः स्वाज्ञापराः सेवका ।
आतिथ्यं शिवपूजनं प्रतिदिनं मिष्टान्नपाने गृहे
साधोमैत्र प्ररोगिताच सततं धन्यो गृहस्थाश्रमः ॥

આનંદયુક્ત ગૃહ, બુદ્ધિમાન પુત્રો, મધુર બોલનારી સ્ત્રી, યથેચ્છ ધન સંપત્તિ, પોતાની પત્નીમાં પ્રીતિ આજ્ઞાનુસાર વર્તન કરનાર સેવકો અતિથિઓનો આદર સત્કાર, દરરોજ શંકરની પૂજા, ગૃહમાં મધુર નાના ખાનપાન, હંમેશાં સત્પુરૂષની મૈત્રી, તથા તંદુરસ્તી; આ પ્રમાણેની સુખની સામગ્રી જે ગૃહસ્થાશ્રમમાં સંપૂર્ણપણે વાસ કરી રહેલી

છે તેવા ગૃહસ્થાશ્રમને ધન્ય છે.

ઉપર વર્ણવેલાં સુખો કોઇ પુણ્યાત્માનેજ સર્વાંશે પ્રાપ્ત થાય છે. સંસારમાં આ બધાં સુખો એકત્ર ભાગ્યેજ જણાય છે; પણ કોઇને અમુક સુખની ન્યૂનતા તો કોઇને અમુક અન્ય સુખની ન્યૂનતા એ પ્રમાણેજ બહુધા જોવામાં આવે છે. વળી ઉપર કહેલાં સુખો સ્થાયી ન હોવાથી તેમાં આસક્ત રહી દુર્લભ મનુષ્યજન્મ ગાળી નાખવો એ યોગ્ય નથી. કહ્યું છે કે—

महता पुण्यपण्येन क्रीतेयं कायनौस्त्वया ।
पारं दुःखोदधेर्गन्तुं तरयावन्नभिद्यते ॥

મહાન પુણ્યોરૂપી કીંમત આપીને, આ દેહરૂપી નૌકા, તેં, દુઃખરૂપી સંસાર સાગર તરી જવાને ખરીદી છે, તે ભાંગી ન જાય એટલામાં તારે તરી જવું જોઇએ.

હવે કહો ! પોતાનું શ્રેય વિચારનાર કયો પુરૂષ આ ક્ષણિક સુખોમાં આસક્ત રહેશે ? શ્રેય સાધવા ઇચ્છનાર ઉપાયની કઠિનતા અથવા સરળતા ઉપર દૃષ્ટિ રાખતો નથી; તેની નેમ તો પોતાનો પરમ અર્થ સિદ્ધ કરવાપરજ હોય છે, વળી સ્હેલું એટલુંજ કાંઇ સર્વાંગે ઇષ્ટપ્રદ હોતું નથી અને ઇષ્ટપ્રદ હોય તે કદાપિ કઠિન હોય તોપણ ધીર પુરૂષો કે જેમને ઇષ્ટ પ્રાપ્તિની ઉત્કટ ઇચ્છા છે તેમણે અનાદર કરવા યોગ્ય

નથી. સાર્થક શ્રવણ, કીર્તન વિગેરે ધારીએ તેટલાં સહેલા નથી. શ્રવણ કરેલું, અને કીર્તનમાં ગવાયેલું આચારમાં ઉતારવું જોઇએ પછી તે સહેલું હોય કે કઠિન, સર્વ ભક્તિઓનું પર્યવસાન આત્મસમર્પણમાં છે અને તે વિના પરમ પુરુષાર્થ પ્રાપ્ત થઈ શકતો નથી, માટેજ તેને પ્રધાનપદ આપવામાં આવ્યું છે. એજ પરમ કસોટી છે અને દરેક ભક્તે એ કસોટીમાંથી પાર ઉતરવાનુંજ છે. ધ્યેય ( Ideal ) હમેશાં ઉચ્ચતમ હોવું જોઇએ. જેમ ધ્યેય ઉચ્ચતમ તેમ તેને માટે પ્રયાસનો વેગ બળવાન્ કરવો પડે છે; અને

**नायमात्मा बलहीनेन लभ्यः**

આ આત્મા નિર્બળ મનુષ્ય મેળવી શકતો નથી. આત્મસમર્પણમાં સઘળાં બળની જરૂર છે અને સઘળા બળના ઉપયોગથી પરમાત્મા પ્રાપ્ત કરી શકાય તેમ છે.

સંસારમાં ત્રણ પુરુષાર્થ ધર્મ અર્થ અને કામમાં અંતર્ગત નજીવી ચીજ મેળવવામાં અત્યંત કષ્ટ પડે છે તે સર્વને સુજ્ઞાત છે; તો પછી પુરૂષાર્થ શિરોમણિરૂપ મોક્ષપ્રાપ્તિમાટે શ્રમ પડે એમાં તો કહેવુંજ શું ?

**સાકી.**

મુક્તાફળ મેળવે કેસરી જે કરિકુંભો ચીરે,
સાગર તળિયે જાએ તેને મળે ન મોતી તીરે.

તો પછી સજ્જન હે મુક્તિ કયમ શ્રમ વીણ પમાયે.
વિરાગરૂપી ગિરિ શિખરપર ભક્તિ કલ્પતરુ ઉગે.
મોક્ષરૂપ ફળ લાગ્યું તેને કયમ કરી તે જન જૂએ ?
ચઢવા મંડેના ઉંચાઈ થકી ગભરાએ.

ડુંગર જોઇનેજ થાકી જાય છે તેનાથી ઉપર ચઢી શકાતું નથી. પરંતુ કટિબદ્ધ થઈ ધીરેધીરે ચઢવા મડે છે તેજ શિખરપર સ્થિત થાય છે અને સવ લાભ મેળવે છે. વિરાગ હોય તો આત્મસમર્પણ કેવું સહજ છે તે આગળ પદના વિવેચનથી જણાશે. શ્રેયઃસાધકને કઠિન હોય તે પણ સહેલું છે. અન્યને સહેલું તે પણ કઠિન છે; માટે હે સજ્જન, આત્મ-સમર્પણ કરવું એજ સર્વાર્થ સાધક છે. આત્મસમર્પણ ભક્તિને વિષે દૃઢચિત્ત થવાને માટે વિરાગ થવાની જરૂર છે,

**विरागः कः ? कहा मुत्र फलभोगेषु इच्छाराहित्यम् विरागः**

આ લોક અને પરલોકના કર્મના ફળરૂપ ભોગો વિષે અત્યંત નિસ્પૃહતા રાખવી એનું નામ વિરાગ, વિરાગનો મહિમા નીચે પ્રમાણે કહ્યો છેઃ—

**बद्धोहिकोयो विषयानुरागी ।**
**को वा विमुक्तो विषयाद्विरक्तः ॥**

વિષયો વિષે જેને પ્રીતિ છે તેને બંધાયલો સમજવો અને વિષયોપરથી જેની પ્રીતિ ઉઠી ગઈ છે તે મુક્તજ થઈ

ગયો છે. પરંતુ વિષયાસક્ત પામર પુરુષોને વિષયપરથી ચિત્ત-
વૃત્તિ ઉઠાડવીજ અતિ મુશ્કેલ છે તો તેનો અત્યંત નિરાગ
તો થઇજ ક્યાંથી શકે ? ગમે તેટલા મનુષ્યો ભણીને પંડિત
થાય છે છતાં જેણે મનની ગતિનો વેગ અટકાવવાનો અભ્યાસ
પાડયો નથી તેને તેની વિદ્યા પણ સહાયકારી થતી નથી.
ગાડી, લાડી અને વાડી જેવા અનેક વિષયો મનુષ્યને મોહમાં
ડુબાવી દે છે. સ્ત્રી જેવો વિષય વિદ્વાનને પણ કેવો ભૂલા-
વામાં નાખે છે તેનું કવિ વર્ણન કરતાં વિદ્વાન મુખે કહે છેઃ—

उपनिषदः परिपीता गीतापि चहंत मतिपथंनीता ।
तदपि न हा विधुवदना मानस सदनाद्बहिर्याति ॥

ઉપનિષદોનો સારી રીતે અભ્યાસ કર્યો અને ગીતાનો
પણ વારંવાર વિચાર કરવામાં કાંઇ બાકી રાખ્યું નહિ, છતાં
અરેરે આ ચંદ્રમુખી જે ચિત્તમાં ઘર કરી બેઠી છે તે બહાર
નીકળતી નથી, વળી કવિ વિષયી મનુષ્યનું વર્ણન કરતાં તે
અધરામૃતના પાનને કેટલું ઉચ્ચસ્થાન આપે છે! તે વિષે કહે છે કે;-

अमृतममृतं कः संदेहो मधून्यपि नान्यथा
मधुरमधिकं चूतस्यापि प्रसन्नरसं फलम् ।
सकृदपि पुनर्मध्यस्थः सन्रसान्तरविज्जनो
वदतु यदि हान्यत्स्वादुःस्यात्प्रिया दशनच्छदात् ॥

અમૃત એ તો અમૃતજ એમાં કાંઈ સંદેહ નથી, મધ

એ પણ મધજ. તેમ પરિપ વ મિષ્ટ રસથી ભરેલું આમ્રફળ પણ ઘણું મધુર એમાં કહેવા જેવું નથી. છતાં એકવાર ફરી મધ્યસ્થ થઈ સર્વ રસાસ્વાદ જાણનાર, હે, રસિક પુરુષ, કહો કે અહીં પ્રિયાના અધરના આસ્વાદના રસથી અધિક બીજો કોઈપણ મધુર રસ છે ?

આવી રીતે જૂદા જૂદા વિષયોમાં મનુષ્યની આસક્તિ કેવી રહે છે તે કવિઓએ વિવિધ પ્રકારે વર્ણવી છે; તેમજ લંપટ પુરુષને વિષયોનું યથાર્થ સ્વરૂપ દર્શાવવાને પણ કવિવરોએ અનેક પ્રકારે બોધ કર્યો છે. કહ્યું છે કેઃ—

श्रियादोला लोला विषयजरसाः प्रान्तविरसाः
विपद्गेहं देहं महदपिधनं भूरिनिधनम् ।
बृहच्छोको लोकः सततमबला दुःखबहला
तथाप्यस्मिन् घोरंपथि बतरता हन्त कुधियः ॥

લક્ષ્મી હીંડોળાની માફક ચલાયમાન છે, વિષયના રસો અંતે નીરસ જણાય છે, દેહ સર્વ આપત્તિઓનું ઘર છે, મોટી મોટી ધન સંપત્તિઓ પણ મોટાં મરણને શરણ કરે છે, સર્વ લોકોમાં અનેક મોટા મોટા શોકો રહેલા છે, સ્ત્રીઓ હંમેશાં બહુ દુઃખ આપવાવાળી છે; છતાં અરેરે આ ઘોર સંસારને વિષે કુબુદ્ધિઓ રચ્યા પચ્યા રહે છે.

વિષયી જ્યારે રામા અધર રસપાનને અમૃતરૂપ ગણે

છે ત્યારે અન્ય સજ્જનો ખરો કલ્યાણકારક મધુર રસ ક્યાં રહેલો માને છે, તે વિષે કવિ કહે છે:—

मृद्वीकार सितासिता समशिता स्फीतं निपीतं पयः
स्वर्यातेन सुधाप्यधायिकतिधा रंभाधरः खंडितः ।
सत्यं ब्रूहिमदीय जीवभवता भूयोभवे भ्राम्यता
कृष्णेत्यक्षरयोरयं मधुरिमोद्गारः क्वचिल्लक्षितः ॥

દ્રાક્ષો ખાધી, સાકરનો સ્વાદ લીધો, સ્વચ્છ દૂધનું પાન કર્યું, સ્વર્ગમાં જઈ ઘણીવાર અમૃતનું પાન કર્યું તથા રંભાના અધરનું ચુંબન કર્યું; છતાં હે જીવ સાચું કહે કે વારંવાર આ સંસારમાં ભ્રમણ કરતાં તને કૃષ્ણ એ અક્ષરોમાં જે આ મીઠાશ રહેલી, છે તેનો ક્યાંય અનુભવ થયો છે ? તેનો ઓડકાર પણ આવ્યો છે ?

વળી કવિ કહે છે કે—

किंदधिना किंमधुना किंसुधया किंचवसुधया खिलया ।
यदि हृदयहारि चरितः पुरुषः पुनरेति नयनयोरयनम् ॥

જેની મનોહર લીલા છે એવા પુરુષોત્તમનું જો દર્શન થાય તો દહિંથી શું, મધથી શું, અમૃતથી શું કે આખી પૃથ્વીથી પણ શું ! કોઈપણ વિષય પુરૂષોત્તમના દર્શનના જેવી તૃપ્તિ ઉત્પન્ન કરી શકે તેમ છે ? નહિજ, કોટિકાળે નહિ.

વિષયોની તુચ્છતા ક્ષણિકતા અને દુઃખરૂપતા સમજાય તોજ વિરાગ ઉત્પન્ન થાય છે માટે પદ્દતો કહે છે:—

માનેલા તુજ સર્વ પદાર્થો બુદ્‌બુદ્‌વત ક્ષણસ્થાઇ,
પરમાર્થે પ્રીતિથી ન વાપરશે જાશે વ્યર્થ અચિંત્યા વિલાઇ;
તારૂં છે ક્યાં શાશ્વત્ શીદ આસક્તિ આપદ ધારી,
સંભાળે છે રખે જોખમાશે જાણે કદિ જાવું નાહી.

તારા ગણેલા સર્વ પદાર્થો પાણીના પરપોટા માફક ક્ષણ ભર ટકે એવાજ છે તેનો મિથ્યા આસક્તિથી સદુપયોગ નહિ કરે, તો એચિંતા વ્યર્થ નાશ પામી જશે. તેમજ હે સજ્જન, દેહની સ્થિતિનું પણ નક્કીપણું નથી, ક્યારે પડશે તેની કોઇને ખબર નથી. દેહ અવશ્ય નાશવંત છે તો તે મિથ્યા પદાર્થપર અત્યંત પ્રીતિ રાખી તેને રખે કાંઇ નુકસાન થશે એમ હમેશાં સંભાળી રાખી અન્યને માટે ઉપયોગ ન કરવો અને સ્વધર્મ ન બજાવવો એ કેવળ મૂર્ખતાજ છે. દેહ પ્રારબ્ધવશાત્ સુખદુઃખ ભાગી થાય છે અને નાશ પણ પામે છે તો એનો જેટલો અન્યમાટે ઉપયોગ થાય એજ એનું સાર્થક્ય છે. તું તારા સુખ અર્થે પોતાના માનેલા પદાર્થોનો પરમાર્થમાં ઉપયોગ ન કરશે તો સર્વનિયંતા ઇશ્વર જેને જડ-વાદીઓ કુદરત અથવા પ્રકૃતિ કહે છે તે બળાત્કારે મૃત્યુદ્વારા સમર્પણ કરાવી દેશે.

હમણાં વસ્તુસ્થિતિ કેવી થઇ છે તે સુજ્ઞોને અજ્ઞાત નથી, મહામારીના ભયંકર ઉપદ્રવ સમયે અન્યને સહાય કર-વાનું તો બાજુએ રહ્યું પરંતુ સ્નેહી સંબંધીઓને પણ

દુઃખ વખતે મદદ કરવા તેની પાંસે જતાં મનુષ્યો ભય ધરતાં હતાં.

પતિ પાંસ નવ જાય પત્નિની પાળી પ્રીતે,
દુધ પી ઉછર્યો પુત્ર દૂર રૂહે માત થકી તે;
ભાઈ પાંસ નહિ બ્હેન મિત્ર પાંસે નહિ સ્નેહી,
અવર સંબંધી તણી પછી શી વાતજ કહેવી?
પણ હે કૃતઘ્ન માનવી તુજ સંભાળ્યું ના રહે,
તો શૂરવીરપણું છોડીને શીયાળપણું શિદને ગ્રહે!

શબને ગાડામાં ઘાલી લઈ જવાના પ્રસંગ પણ દેહપર આવી નીચ આસક્તિને લીધે ઘણા બન્યા હતા.

પરંતુ હે સજ્જન! વિચારવું જોઈએ કે આમ આસક્તિ રાખવાથી મૃત્યુમાંથી હંમેશને માટે બચી જવાતું હોય તો ઠીક, પણ તેમ નથી, એ તો બીકણ માફક વર્તવું, એ કેવળ બદનામી મેળવવા માટેજ. અશ્વત્થામા પોતાના સૈનિકો મૃત્યુના ભયથી નાસતા હતા તેમને ઉદ્દેશી બોલ્યા હતા કેઃ—

यदि समरमपास्य नास्ति मृत्यो
र्भयमिति युक्तमितोन्यतः प्रयातुम् ।
यदि मरणमवश्यमेव जन्तोः
किमिति मुधामलिनं यशः कुरुध्वे ॥

જો રણભૂમિને છોડી જઈને મૃત્યુનો ભય રહેતો ન હોય તો અહીંથી નાસી જવું ઠીક છે; પણ જો પ્રાણી માત્રનું

મરણ અવશ્ય થવાનુંજ છે તો નકામો અપયશ શું કરવા વ્હોરો છો ?

વળી પદ કર્તા કહે છે કે—

મારૂં કહે પણ શું છે તારૂં વિષય રચ્યા તેં કાંઈ,
દેહ તુજ સાથે કયમ નાવે જો જરા કિંડું વિચારી.

હે સજ્જન, વિચારીને જોશે તો તને જણાશે કે જેના પર તું માલિકીનો દાવો રાખે છે તથા મમત્વ ધરે છે તે સર્વ વિષયો પણ તારા નથી. હંમેશાં તારી પાસે રહેતા નથી માટે તારા નથી. તેમજ તેં તેને ઉત્પન્ન કર્યા નથી માટે પણ તારા નથી. પરમકૃપાળુ ઇશ્વરે તારે માટે સર્વ પદાર્થો સરજ્યા છે. દેહ પણ તારો નથી, કારણ સદેહે કોઈ ગયું નથી. તારા માનેલા દેહને તુંજ છોડી દે છે. સાથે લઈ જવાનો નથી. કોઈની સાથે ગયો પણ નથી. માટે હે સુજ્ઞ વિચારશીલ મનુષ્ય, દેહ અને ઇતર વિષયોપરથી આસક્તિ ઉઠાવવી યોગ્ય છે.

ધનદારા સુત દેહથી પરહિત, તારાં નથી તો તું સાધી,
લ્હાવો લે અર્પણ કરવાનો, સરૂ રહે છે જ્યાંનું ત્યાંહી.

આ નશ્વર દેહાદિક વિષયો પરમાર્થે વપરાય એજ તેનું સાર્થક છે; દેહ અને બીજા વિષયો તારા નથી તો તેમનો કદાચ તું અન્યને અર્થે ઉપયોગ કરે તો તેમાં તેં વિશેષ શું કર્યું તે કહે—

'તું કરતા મર્યાં દાતા હું પણ માલ કહાંસે લાયા હે?'

તારે તો નિમિત્ત માત્ર બનીને અર્પણ કરવાનો લ્હાવો લેવાનો તને પ્રાપ્ત થયો છે તે સંપૂર્ણ રીતે લઈ આનંદ માન.

તું જે આ સૃષ્ટિમાં દાન કરશે તે દાન, કોઈ ઉદાર પુરૂષે પરીક્ષામાં ઉત્તીર્ણ થયેલા બાળકો માટે સ્વદ્રવ્યથી ઈનામ અપાવી કોઈ ભાગ્યશાળી સંભાવિત સદ્‌ગૃહસ્થને હસ્તે તે ઈનામો વિદ્યાર્થીઓને અર્પણ કરવામાં આવે છે અને જે દેખાવમાં સદ્‌ગૃહસ્થ તરફથી દાન થાય છે તેના જેવું છે.

અભિમાન તું શાપર ધરશે પંથ પરાર્થજ સ્હાઇ,
જનહિત કર સહુ આત્મ ગણીને કર પ્રભુ ચરણે જાઈ.

ઉપર કહ્યું તે ઉપરથી તને જણાયું હશે કે હું કરૂં છું હું આપું છું એવું અભિમાન તારે ધરવાનો લેશપણ અવકાશ રહ્યો નથી; માટે મમતા તથા અહંતા ત્યજ, સર્વ વસ્તુ પરમાર્થમાં અર્પણ કર અને પ્રભુ ચરણનું શરણુ ગ્રહણ કરીને શાંત થા

દલપતરામ કવિ કહે છે કેઃ 'શી રીત ઈશ્વર રીઝશે, તેં સારૂં ફોગટ શું કર્યું?' ગીતામાં શ્રી ભગવાને અર્જુનને કહ્યું છે કે—

**यत्करोति यदश्नासि यज्जुहोसि ददासियत् ।**
**यत्तपस्यसि कौंतेय तत्कुरुष्व मदर्पणम् ॥**

હે અર્જુન તું જે કરે, જે પ્રશન કરે, જેનો હોમ કરે, જે દાન કરે, જે તપ કરે તે સર્વ મને અર્પણ કર. અને;

**सर्वं धर्मान् परित्यज्य मामेकं शरणं व्रज**

સર્વ ધર્મોનો પરિત્યાગ કરીને ફક્ત મારે શરણે આવ, શુભ કાર્યો નિષ્કામ કરવાં તે ઇશ્વરને અર્પણ કરવા તુલ્યજ છે. પરોપકાર સર્વને આત્મરૂપ જોવાથી થઈ શકે છે.

**आत्मवत् सर्वभूतेषु यः पश्यति स पश्यति**

જે સર્વ પ્રાણી માત્રને આત્મરૂપ જુએ છે તેજ ખરેખરૂ જુએ છે, અન્ય નહિ.

સંસારના પદાર્થોપર ઉપર કહ્યા પ્રમાણે વિરાગ અને નિષ્કામ પરોપકારના કાર્ય કરવાની ઉદાર વૃત્તિ શી રીતે ઉત્પન્ન થાય તથા દૃઢ બને તે માટે પદકર્તા કહે છે કે સત્પુરુષની સંગતિ એજ વિરાગાદિકની પરમ પોષક છે.

અંતર જો ન વિરાગ ઠરે આ સંત શરણ સુખદાઇ,<br>
ધરતાં દીન દયાળુ તે તો સર્વ દુઃખ દેશે દાહી.

સંતો કેવા છે તે માટે કવિવરો કહે છેઃ—

**अनवरतपरोपकार व्यग्रीभवदमलचेतसां महताम् ।<br>
आपात काटवानि स्फुरंति वचनानिभेषजानीव ॥**

હંમેશાં પરોપકાર કરવામાંજ જેમનાં નિર્મળ ચિત્ત વ્યાપૃત છે એવા મહાન્ પુરુષોના વચનો જે નીકળે છે તે પ્રથમ સાંભળવેજ માત્ર કડવાં પણ પરિણામે ઔષધોની માફક પરમ સુખકારી હોય છે.

उपरि करवालधाराकाराः क्रूराभुजंगमपुंगवात् ।
अंतः साक्षाद्द्राक्षा दीक्षागुरवो जयन्ति केपि जनाः ॥

દેખાવમાં જે તરવારની ધાર જેવા તીક્ષ્ણ અને મોટા સર્પથી પણ જે ક્રૂર હોય છે પણ અંતઃકરણ જેમનાં દ્રાક્ષના ગુણો દર્શાવનારાં હોય છે એવા અકથ્ય મહિમાવાળા મહાત્માઓ જયને પામે છે.

આવા સંત પુરુષોના સમાગમથી અવર્ણનીય લાભ થાય છે, કુસંગતિનું શું પરિણામ છે તે દર્શાવવામાં એક નીચેનું દૃષ્ટાંત પ્રખ્યાત છે. મળને લઈ જતા અંત્યજ પર દૃષ્ટિ પડતાં નાક આગળ હાથ ધરતા પુરુષને જોઈ મળને વાણી પ્રાપ્ત થઇ અને તે કહે છે:—

શું મૂકે મુખ હાથ મૂર્ખજન હે જે હું સ્વરૂપે સદા
સર્વે માંહી પુનિત ને સકલને પુષ્ટિ તથા પ્રાણદા
તારા નીચ કુસંગથી મુજ થઈ આવી અવસ્થા અરે
માતા સંગ મળે ફરી થઇશ હું પૂર્વ સ્વરૂપે ખરે

સત્સંગતિનો મહિમા કવિઓએ કેવો કહ્યો છે.

दूरी करोति कुमतिं विमली करोति
चेतश्चिरंतनमघं चुलुकी करोति
भूतेषु किंच करुणां बहुलीकरोति
संगः सतां किमु न मंगल मातनोति

સંતસમાગમ કુબુદ્ધિનો નાશ કરે છે, ચિત્તને નિર્મળ કરે છે, દીર્ઘકાળનાં પાપોનું નિવારણ કરે છે અને પ્રાણીઓ ઉપર દયા ઉપજાવે છે. એવું શું શુભ છે કે જે સત્સંગ પ્રાપ્ત નથી કરાવતો ? અર્થાત્ સર્વ મંગળમય વસ્તુનો લાભ સત્સંગતિથી થાય છે. સજ્જનોની સંગતિ હંમેશાં કરવાથી યોગ્ય સ્થિતિ થએ આચાર્યરૂપ સદ્ગુરૂનો લાભ થાય છે અને સમર્થ સદ્ગુરૂ મળે છે તો પછી આ સંસારમાં કાંઇ પણ ભયનું કારણ રહેતું નથી. જનકને યાજ્ઞવલ્ક્ય મુનિ પ્રાપ્ત થતાં ॥ अभयं वै जनक प्राप्तोसि ॥ થયું. હે જનકરાજા તું નિર્ભય થયો છે એમ થયું.

ગુરૂ નામધારી તો ઘણા હોય છે પણ આપ્ત કામ સદ્ગુરૂ મળવા તો કઠિન છે. કહ્યું છે કેઃ—

**गुरवो बहवः सन्ति शिष्यवित्तापहारकाः**
**गुरवो विरलाः सन्ति शिष्यसंतापहारकाः ॥**

શિષ્યોનું દ્રવ્ય હરણ કરનારા ગુરૂ બહુ હોય છે, પણ શિષ્યોનો સંતાપ હરણ કરનારા ગુરૂ વિરલ હોય છે, છતાં આપણે સાધન સંપન્ન થયા હોઇએ તો ઈશ્વર પોતેજ સદ્ગુરૂનો સમાગમ કરાવે છે; કારણકે **गुरुरेव हरिः** ગુરૂ એજ પરમાત્મા છે.

**परिपक्वमला येतान् उत्सादनहेतुशक्तिपातेन ।**
**योजयति परे तत्त्वे सदीक्षयाचार्यमूर्तिस्थः ॥**

જેઓના મળ નાશોન્મુખ થયા હોય છે તેવા અધિકારીઓના જ્ઞાનમાં પ્રતિબંધ કરનારા મળને નિવૃત્ત કરવાની શક્તિ યોજીને તેમને પરમાત્મતત્ત્વમાં લગાડવાની જેમની દીક્ષા છે એવા આચાર્યની મૂર્તિ વિષે ગુરૂરૂપે તે પરમાત્માજ નિવાસ કરી રહેલા છે. વળી;

કાળાં અભ્રો સુરંગે વિવિધ અતિ દીપે જ્યાં સુધી સૂર્ય સંગે,
થાએ છે લોહ સ્વર્ણ સ્ફટિક મણિ તણા સ્પર્શ માત્ર પ્રસંગે;
જો પુણ્યે કંઈ જનોને વિરલ જગ વિષે સદ્‌ગુરૂ સંગ થાએ;
પાપો તાપો હરાતાં હરિ રૂપ બનતા સંત કેરી કૃપાએ.

માટે સંત પુરૂષોની સંગતિથી અંતઃકરણમાં વિરાગને દૃઢ કરીને આત્મસમર્પણ ભક્તિ પ્રાપ્ત કરવી. તેથી હે સજ્જન, તારા સર્વ અર્થ સરશે. આ ભક્તિ કોણે કરેલી તેના પરમ પાવન દૃષ્ટાંત આપતાં પદકર્તા કહે છેઃ—

બળિરાજાએ હરિપદ શિરપર ધાર્યાં ત્રિભુવન આપી;
દિધા દધિચિએ સુરપતિ અર્થે અસ્થિ અસુને ત્યાગી.
મયૂરધ્વજ રાજાએ મૂકાવી મસ્તક કરવત કારી;
સંતોષ્યા વિપ્રરૂપ હરિને વીર ભક્તતણી બલિહારી.

બળી રાજા તથા દધીચી મુની સર્વસ્વ અર્પણ કરી પરમપદને પામ્યા તેવીજ રીતે પ્રાતઃસ્મરણીય એવા મયૂરધ્વજ રાજાએ પણ બ્રાહ્મણનું રૂપ ધરી આવેલા શ્રીકૃષ્ણ પરમાત્માને પ્રસન્ન કર્યા હતા. માટે સર્વજનોને તેમના પ્રસિદ્ધ દૃષ્ટાંતથી

આત્મસમર્પણ ભક્તિ વિશે પ્રેરવાને તેમનું આખ્યાન હમણાં કહેવામાં આવે છે. શ્રી ભગવાન કહે છે:—

यथा यथात्मा परिमृज्यतेऽसौ
मत्पुण्य गाथा श्रवणाभिधानैः ।
तथा तथा पश्यति वस्तु सूक्ष्मं
चक्षुर्यथैवांजन संप्रयुक्तः ॥

મારાં પરમ પવિત્ર આખ્યાનો શ્રવણ કરીને તથા કહીને જેમ જેમ આ જીવ પવિત્ર બનતો જાય છે, તેમતેમ આંખમાં અંજન આંજવાથી જેમ ઝીણી વસ્તુ સ્પષ્ટ જણાય છે તેમ તે સૂક્ષ્મ વસ્તુ જોવા માંડે છે.

ઉત્તર રંગ. મયૂરધ્વજ આખ્યાન.

કુરૂક્ષેત્રના યુદ્ધમાં વડીલ, મિત્ર, કુટુંબી તથા અન્ય સંબંધી વર્ગ જે શત્રુ બની સન્મુખ ઉભા રહી લડયા હતા તેનો નાશ કર્યો હતો તે પાપનું પ્રાયશ્ચિત્ત કરવાને તથા અંતઃકરણનું સાંત્વન કરવાને યુધિષ્ઠિર રાજાએ ચક્રવર્તી રાજાની શોભા તથા યશમાં વૃદ્ધિ કરનાર એવા અશ્વમેધ યજ્ઞનો આરંભ કર્યો હતો. તેમાટે યોગ્ય અશ્વને દિગંતોમાં ફરવા છૂટો મૂકવામાં આવ્યો હતો અને તેના રક્ષણમાટે ગાંડીવધારી અર્જુન તથા કર્ણ પુત્ર વૃષકેતુ વિગેરેને નીમી મહા પ્રબળ સૈન્ય સાથે તેમનાપર દિગ્વિજય મેળવી પોતાનું સાર્વભૌમ પદ પ્રત્યેક રાજા પાસે કબૂલ કરાવવા મોકલ્યા હતા.

બભ્રુવાહન સાથે યુદ્ધ કરતાં મૃત્યુ પામેલા અર્જુનને સજીવન કરવા શ્રીકૃષ્ણ પરમાત્મા પણ આવીને તેમની સાથે જોડાયા હતા. અશ્વને આગળ કરી સૈન્ય પ્રયાણ કરતું હતું. અશ્વે ફરતાં ફરતાં મયુરધ્વજ રાજાના પ્રદેશમાં પ્રવેશ કર્યો, મયૂરધ્વજ રાજાએ પણ અશ્વમેધ યજ્ઞ શરૂ કર્યો હતો; અને તેનો અશ્વ લઈ તેનો પુત્ર તામ્રધ્વજ નીકળ્યો હતો. તેનું સૈન્ય જ્યાં પડાવ નાખી રહ્યું હતું ત્યાં પાંડવોનો અશ્વ આવી પહોંચ્યો. તેને તામ્રધ્વજના સૈનિકોએ—

દીઠો દૂરથી અશ્વ આવતો અનૂપ
સર્વ ચકિત થયા જોઈ તેનું રૂપ
મારી ખુંખર ત્યહાં અશ્વે એક ભારી
ચોંક્યા સૈનિકો જૂએ છે તેને ધારી
સ્વર્ણ પત્ર શિરે સત્રનું સોહાય
સૂર્ય કિરણ પડે નયન ઝંખવાય
ઉંચી ગ્રીવાની કમાન મનોહારી
પૃષ્ઠ છે વિશાળ પ્રૌઢ અંગ ભારી.
સ્વર્ગ સુધી ગતિ કરાવનાર દીસે
ચાલ નીરખી વીરતણાં હૃદય રીઝે .
પુણ્ય પુંજ પૃથ્વી વિચરતો જણાય
ધન્ય સ્વામિ એનો સર્વથી ભણાય.

તામ્રધ્વજનો તુરંગ પણ એટલામાંજ ફરતો હતો તે સામો મળ્યો, બન્નેએ એકમેકને સૂંઘ્યા, કર્ણ ઉંચા કર્યા અને

પાદપ્રહાર પણ કર્યાં. બન્ને તોખારોને યુદ્ધ કરતા જોઇને બીજા અશ્વની હકીકત પૂછી તામ્રધ્વજે પાંડવોના અશ્વને બાંધવાનો હુકમ કર્યો, અને પ્રધાનને યુદ્ધ માટે સૈન્ય તત્પર કરવા આજ્ઞા આપી. તામ્રધ્વજ મનમાં વિચારે છે કે—

નર નારાયણ સાથે, કંઇ પુણ્યે સંગ્રામ પ્રસંગ મળે,
જયથી હય યશ પામું શ્રેયદ શું મૃત્યુથી હરિ સમીપે

અશ્વને તામ્રધ્વજે પકડયો છે એ ખબર અર્જુન તથા શ્રી કૃષ્ણને પણ થઇ. શ્રી કૃષ્ણ અર્જુનના રથમાં સારથી રૂપે શોભતા હતા તે ઉભયને જોઇ તામ્રધ્વજના યોદ્ધાઓએ પણ વિચાર કર્યો કે હવે વૈકુંઠનો લાભ સહજ થયા વિના રહેવાનો નથી.

દેવાંગનાઓ તથા દેવો અંતરિક્ષમાં યુદ્ધ જોવાને વિમાન સહિત આવ્યા હતા. રથમાં વિરાજેલા શ્રી કૃષ્ણની શોભા તે વખતે વર્ણી શકાય એવી નહોતી;—

प्रत्याकृष्टुं नयनमबला यत्रलग्नं नशेकुः
कर्णाविष्टं न सरति ततो यत्सता मात्मलग्नम् ।
यच्छ्रीर्वाचां जनयति रतिं किंनु मानं कवीनाम्
दृष्टाजिष्णो र्युधिरथगतं यच्चतत्साम्यमीयुः ॥

જેમના રૂપમાં લાગેલાં નેત્રો સ્ત્રીઓ પાછાં ખેંચી શકતી નથી. જે રૂપ વર્ણન થએ સત્પુરૂષોના કર્ણદ્વારા હૃદયમાં લાગી

ગયેલું ત્યાંથી ખસી જતું નથી, જેની શોભા કવિઓની વાણીમાં મધુરતા ઉત્પન્ન કરે છે તો તેમની વાણીને માન પાત્ર કરે એમાં કહેવું જ શું; યુદ્ધ સમયે રથમાં બેઠેલા શ્રી કૃષ્ણ પરમાત્માનું આવું રૂપ નિરખીને યોદ્ધાઓ તેમાં લીન થઈ ગયા હતા.

શ્રી કૃષ્ણ પરમાત્માએ અર્જુનને કહ્યું;—ભાઇ, મહા સંકષ્ટ પ્રાપ્ત થયું છે. તામ્રધ્વજ મહા સમર્થ યોદ્ધો છે અને તે જીતાવો કઠિન છે; એના પરાક્રમનું શું વર્ણન કરૂં ?

पौरंसुतोयति जनं समरान्तरेसा
वन्तः पुरीयति विचित्र चरित्र चंचुः ।
नारोयते समरसीम्नि कृपाणपाणे
रालोक्य तस्यचरितानि सपत्नसेना ॥

વિચિત્ર પરાક્રમ વાળો આ તામ્રધ્વજ નગરવાસી લોકને પુત્ર પ્રમાણે ગણે છે અને રણભૂમિમાં તે જાણે અંતઃપુરમાં વિહાર કરતો હોય તેમ વિચરે છે. એને સંગ્રામ પ્રદેશમાં હસ્તમાં તરવાર ધારણ કરી અનેક પરાક્રમો કરતો જોઈને શત્રુની સેના અબળા જેવી થઇ જાય છે. આવા અદ્ભુત વીર સાથે હાથ મેળવવાનો પ્રસંગ હમણાં આપણને પ્રાપ્ત થયો છે.

છતાં આપણ બન્ને જણા તેની સાથે યુદ્ધ કરીશું

જોઇએ પછી શું થાય છે. અર્જુન તમે સેનાનીઓને દારૂણુ યુદ્ધ કરવાની આજ્ઞા આપો. ઉભય પક્ષની સેનાઓ તત્પર થઈ અને હુકમો છૂટતાં—

કટાવ.

સંગ્રામ ઉદધિ ઉછળ્યા, ત્યાં કોલાહલ બહુ થયા;
વીર સમૂહ સામા ધસ્યા, મોટાં મોજાં શું આથડ્યા.
આ ઉદધિમાં, મહાન જ્વાળા-મુખી પર્વતો જેવા વીરો;
ફાડી એકીદમ જે ચોગરદમ બહુ ઉકળતા સઉને દહતા.
વીરરસ રેલે યમ મુખ મેલે, પ્રતિ ભટોને વક્ર ઘટોને
અર્ધ્ય કરીને આશા ધરીને રણદેવીને અર્પે પ્રેમે
કરાલ ત્યાં કરવાલો ઘુમતી જાણે ચંડી અનેક ભમતી
વળી ભાલાઓ ઉડતા ભાળો નિશ્ચે કાળો આવ્યા ન્યાળો
યુદ્ધ જામતાં શિરો ઉડતાં કંઇ કંઇ પડતા પ્રાણો ત્યજતા
બાણ વૃષ્ટિના ઓઘ વર્ષતા રક્તસરિતા ધોધો વ્હેતા
હસ્તી ત્રાડે ચગદી પાડે અનેક રથને કંઇ યોધને
અશ્વો ફાળે પ્યાદળ ખાળે ગદાથી ચૂરા થાતા પૂરા
સુભટ હર્ષમાં રણાદર્શમાં જુઓ સ્વર્ગમાં જતા સ્હેજમાં
ધન્ય ગણે છે મરણ રણે તે સમરથકી તે વીર નવ પાછા
પાળ્યા—સંગ્રામ.

અર્જુનના પ્રબળ પ્રતાપથી તામ્રધ્વજની સેના હતવીર્ય થઈ વીખરાઈ જવા માંડી; એટલે—

જોઇ સૈન્ય હણાતું ગાંડીવથકી તામ્રધ્વજે કોપથી,
કીધા દારુણ યુદ્ધમાં કંઇકને સંગ્રામયજ્ઞે હવિ;

આવ્યા ત્યાં અનિરુદ્ધ સાત્યકી પ્રતાપી કર્ણના પુત્રને,
દોળ્યા ધુળ મહીં પછી પ્રબળ તે અર્જુન સામો ધસે.

આ બે વીરોનું જે મહાન્ યુદ્ધ થયું તેનો સહજમાં ખ્યાલ આવી શકે તેમ નથી તો વર્ણન તો શુંજ થઇ શકે—

સમાહ ત્યાં તો રણ રંગ જામ્યો,
વીરો લડે વજ્ર શું કોન શામ્યો;
વિશ્વે ધરે જે નર એક નામ,
( તેને ) પમાડિઓ ભક્તસુતે વિરામ.

અર્જુનને તામ્રધ્વજે દિવ્ય અસ્રોથી મૂર્છિત કરી ગજના કરી એટલે શ્રીકૃષ્ણનો કોપ સ્હાગો રહ્યો નહિ. તેમણે સુદર્શનનું સ્મરણ કર્યું અને આવેશમાં રથથી ઉતરી—

શ્રી કૃષ્ણે સુદર્શન ઝાલ્યું,
ધરા ધ્રૂજી ઉદધિ ઉછળ્યા;
બ્રહ્માંડે ડોલવા માંડ્યું. શ્રી કૃષ્ણે.
થશે મુક્તિ શું આજ સઉની,
સુભટોએ એમ ધાર્યું;;
ધસી તામ્રધ્વજ ઉપર માર્યું,
તેણે બ્રહ્માસ્રે ખાળ્યું. શ્રી કૃષ્ણે.
શ્રુતિ વચન રૂપ શસ્ત્ર થકી શું,
સંસાર ચક્રને વાર્યું;
કર્યા દુંદુભિ નાદો દેવે,
જોઇ વીર પરાક્રમ વાખ્યું. શ્રી કૃષ્ણે.

અર્જુન પણ મૂર્છામાંથી જાગી તામ્રધ્વજ સામો ધસ્યો અને શ્રી કૃષ્ણ પરમાત્મા પણ સુદર્શનને નિષ્ફળ થયેલું જોઇને સામા ધસ્યા, પરંતુ આ વીર કાંઇ ભય ધરે એવો ન હોતો.

આવ્યા અર્જુન કૃષ્ણ જ્યાં સમીપમાં બન્ને ધર્યા બાથમાં,
ફુડયો લૈ નભ ફેરવ્યા ધરી ઉંચે જાણે ગ્રહો હાથમાં;
પાડયા મૂર્ચ્છિત પૃથ્વીમાં ઉભયને તારા શું પુણ્યોપતે,
ભક્તિનો મહિમા જગાવી જગમાં હાર્યા હરિ પાર્થ તે

નાયકો પડયા એટલે સૈન્યનું કહેવુંજ શું ! પાંડવોના સૈન્યનો પરાજય થયો અને તામ્રધ્વજ બન્ને અશ્વ લઈ પિતા જ્યાં યજ્ઞ કરતા હતા ત્યાં આગળ આવ્યો અને શું બન્યું તે બધી હકીકત કહી સંભળાવી.

ભક્તરાજ મયુરધ્વજે સાંભળતાં વારને પુત્રને વિજય-માટે ધન્યવાદ આપવો તો કોરે રહ્યો પણ ક્રોધમાં આવી જઈ તામ્રધ્વજનો ઘણો તિરસ્કાર કર્યો અને કહ્યું કે તેં મહા ઘોર કર્મ કર્યું છે, તું નર નારાયણ ને રણભૂમિમાં રવડતા મૂકી આ ક્ષુદ્ર અશ્વને લઇને તે શું આવ્યો ! તેં માખણ મૂકી છાશનું સુવર્ણ ત્યજી કથીરનું ગ્રહણ કર્યું છે. આમ પિતા પુત્રને ઉપાલંભ આપી રહ્યો હતો એટલામાં એક અવનવો બનાવ બન્યો.

નરનારાયણને હારવું શું ! તે તો ભક્તનો મહિમા

વધારવા પૃથ્વીમાં વિચરતા હતા, તે તામ્રધ્વજ ગયો એટલે જાગ્રત થઈ શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યું કે ચાલ નગરમાં તને મયૂરધ્વજ રાજા કેવો ભક્તશિરોમણિ છે તે બતાવું: હું વૃદ્ધ બ્રાહ્મણનું રૂપ ધરૂં છું ને તું શિષ્ય બન, પછી જે થાય તે જોયા કરજે. શ્રીકૃષ્ણ પરમાત્મા તથા અર્જુન નવા ધારણ કરેલા રૂપમાં નગરની ચર્ચા જોતા જ્યાં રાજા યજ્ઞ કરતો હતો ત્યાં આવી પહોંચ્યા અને રાજાને આશીર્વચન કહ્યાં. રાજા સત્કાર કરવા તુર્ત સામો ધસ્યો અને વૃદ્ધ વિપ્રવર્યને પ્રણામ કર્યાં અને તેનું વિધિવત્ પુજન કર્યું અને શું આજ્ઞા છે તે જાણવા વિનતિ કરી ત્યારે ગદ્ગદિત કંઠે જર્જરીભૂત ઋષિ લાકડી ટેકવતા બોલ્યા:—

કાનરો.

ધર્માત્મા તું છે મેં જાણી આપતિ મહા તુજ પર આણી
કહેતાં મુજ હૃદય ચીરાય પણ કહેવા વિણ નથી ઉપાય
વનમાં સુત સાથે વિચરતાં વનરાજે ઝડપ્યો ઓચિંતાં
કહ્યું કરગરી મુજ દેહ લઈને પુત્ર ઉગાર દયા તું કરીને
વૃદ્ધ હું મરવા યોગ્ય છુ હાવે વિનવ્યો બહુ મેં પણ નવ માને
સિંહ કહે સુત એમન મળશે કહ્યું કરશે મુજ તોજ ઉગરશે
મયૂરધ્વજનું જો તનુ લાવે તનુજ તને દઉં પાછો ત્યારે
ગૌ માટે દીધી દેહ દિલીપે ન્યૂત ન ધર્મ મહા નૃપ દીપે
ગૌબ્રાહ્મણ પ્રતિપાળક તે છે યાચ જઈ તુજ અર્થ સરે જે
પણ ધીક્ ઇચ્છા નીચજ મારી ધિક્ મને તુજને સંભળાવી
મુજને જવાદે તું જીવશે તો હરશે કંઈ દીનજનનાં દુખો:

આ બ્રાહ્મણનાં વચન સાંભળતાંજ સઘળી સભા કથી વ્યાકુળ થઈ ગઈ. રાણી તથા પુત્ર પણ સ્તબ્ધ ગયાં. એક રાજાના મુખપરજ માત્ર આનંદ ભાસતો ા. તેણે હર્ષયુક્ત વદને કહ્યું:—

બિહાગ.

મુનિરાજ સાર્થક કીધી દેહ ધરી મુજ આજ,
ક્ષણ ભંગુર વપરાય વપુ આ વિપ્ર શિરોમણિ કાજ;
બ્રહ્મ પુત્ર બળિ બનતો જો હું ન બચાવું આજ,
ક્ષત્રી નામ ધર્યું શા કામનું ચિંતા હાવે ધરો ન લગાર.

કહ્યું છે કે—

क्षतात्किलत्रायत इत्युदग्रः
क्षत्रस्यशब्दो भुवनेषु रूढः ।

આપત્તિમાંથી આગળ પડી રક્ષણ કરે છે આ અર્થ-ક્ષત્ર શબ્દ પૃથ્વીને વિષે પ્રસિદ્ધ રીતે વપરાય છે તો હું તમારે તમારા પુત્ર પરની આપત્તિમાંથી રક્ષણ કરૂં નહિ પછી ક્ષત્રિય ગણાઉંજ શાનો?

વ ી:—

वाताभ्रविभ्रममिदं वसुधाधिपत्य
मापातमात्र मधुरो विषयोपभोगः ।
प्राणास्तृणाग्रजलबिंदु समा नराणाम्
धर्मः सखा परमहो परलोकयाने ॥

આ પૃથ્વી પરનું રાજ્ય છે તે વાયુમાં વાદળ જ્યાં સુધી ટકી રહે ત્યાં સુધી ટકે એવું છે; સર્વ વિષયોના ભોગો દેખાવમાં પ્રથમ ગ્રહણ કરતી વખતે ક્ષણ માત્ર મધુર લાગે તેવા છે અને મનુષ્યોના પ્રાણ તણખલાંના અગ્ર ભાગ પર જલના બિંદુ જેમ હમણાં પડી જશે હમણાં પડી જશે એવી સ્થિતિમાં હોય છે તેઓ અસ્થિર છે; માત્ર ધર્મ એજ પરલોકમાં ગમન કરતી વખતે પરમ મિત્ર તરીકે સાથે આવે છે. માટે આ ક્ષણભંગુર દેહની દરકાર નહિ કરીને ધર્મનું અવશ્ય ઉપાર્જન મારે કરવું જોઈએ. હે સજ્જનો, જુઓ ધર્માત્માઓને પણ કેવું દુઃખ આવી પડે છે! કહ્યું છે કેઃ—

गुणानामेव दौरात्म्या द्धुरिधुर्यो नियुज्यते ।
असंजात किणस्कंधः सुखं स्वपिति गौर्गलिः ॥

ગુણોનાજ દુઃસ્વભાવને લીધે બળદને ધુરામાં જોડવામાં આવે છે અને જેની ખાંધપર ડાઘ પણ પડયો નથી એવો ગળીઓ બળદ સુખે સુએ છે. સમજુને બધું દુઃખ છે, નહિ સમજે તે સુખે જિંદગી વ્યર્થ ગાળે છે.

રાજાને અર્ધું અંગ આપવા તત્પર થયેલો જોઈ રાણીએ વપ્રને ઉદ્દેશી કહ્યુંઃ—

### મોહિણી.

ઋષિરાજ હું પ્રાર્થું છું તમને જીવ્યું મુજ સાર્થક કરો,
મૃગરાજ કાજ શરીર આ મુજ સ્વામિ બદલે લઇ ધરો;
અર્ધ અંગ પતિનું હું છું, આપ તો સર્વજ્ઞ છો,
આનંદથી હું અર્પું છું ને અર્થ સરશે આપનો;
દેહ સ્ત્રીની જે પતિને ઉપયોગી ના થઇ,
પીડા વૃથા તે પોષવામાં જનનીએ નિશ્ચે ધરી;
સ્વામિ સેવા કરી છે મુજ ઉપર તેનું વ્હાલ છે,
નહીં ના કહે તમ ઉપર મારા શ્રેયનો આધાર છે.

રાજા મૌન ધરી ઉભા રહ્યા અને સભા, વિપ્ર શું બોલશે તે સાંભળવા, તેમના તરફ જોઇ રહ્યા.

છે ધન્ય રાજ્ઞી તું ખરે લલના લલામ,
અર્પે તું દેહ પતિ માટ ન અલ્પ કામ;
માગ્યું છે ભૂપતિ તણું જમણુંજ અંગ,
સ્વીકારૂં જો નૃપ દીએ ધરીને ઉમંગ !

ત્યાં રાજકુંવર તામ્રધ્વજ પણ ઉભેલો હતો તેણે આ સાંભળી જોયા કર્યું નહિ. તે બોલ્યો:—

### કાલિંગડો.

પિતુ માટે હું અર્પું દેહ પ્રભુ—પિતુ
શ્રુતિઓમાં પુત્રને કહે છે પિતા રૂપ આપ છો સમજુ,
સ્વીકારી મુજ નમ્ર વિનંતિ દેહ કરો સાર્થક સાધુ;
સિંહ થશે ખુશ ખૂબ ખીલેલા યુવક તનુથી જરૂર કહું,

ભક્ષ દઇ યશ દેહ બચાવો અપયશથી નથી નીચું મરવું;
તત્પર નહિ મરવા પિતુ અર્થે સુત અર્થ ઉત્સંગે ઉછરવું,
પિતા શત્રુની સહ સંગ્રામે શ્રેયસ્કર યુદ્ધમાં પડવું;
ધર્માર્થે મૃત્યુથી ઉંચું શું, કૃતકૃત્ય કરો મુનિ હું પ્રાર્થું—પિતુ૦

સભામાં વિપ્ર શું કહે છે તે સાંભળવાની ઉત્સુકતા વૃદ્ધિ પામતી જાય છે અને ઘણાઓ તેને કાગરૂપજ જોઇ રહ્યા છે.

વિપ્રે કહ્યું;—"આર્ય તેં કહ્યું તે ખરૂં છે અને તને શોભા આપે એવું છે પણ સિંહે તો કહ્યું છે કે એક પાંસે સ્ત્રી અને બીજી પાંસે પુત્ર એ રીતે કરવતે વ્હેરાયલું શરીર જો રાજાનું આણી આપશે તોજ હું સ્વીકારીશ." સભા આ કમકમાટ ઉપજાવે એવા શબ્દો સાંભળી રોમાંચિત થઇ ગઇ. રાજાને ઉગરવાનો કોઇ પણ ઉપાય રહ્યો નહિ. ધર્માત્મા રાજા દૃઢનિશ્ચયી હતો એટલે તે ગભરાયો નહિ. તેણે કરવત મંગાવી અને રાણી તથા કુંવરના હાથમાં આપી. પ્રભુ વિપ્રના રૂપમાં જોતા ઉભા રહ્યા. અર્જુન પણ પ્રભુની સખ્તાઇ જોઇ મનમાં ત્રાસી ગયો હતો. સર્વ મનમાં ઇચ્છતા હતા કે વિપ્રવર્ય દયા કરી આ ઘોર કર્મ થતું અટકાવશે; પરંતુ પ્રભુએ ભક્તની પરીક્ષા પૂરેપૂરી થવા દીધી.

કવ્વાલિ.

પ્રભુએ ભક્ત નિજજનની કસોટી કારમી કીધી,
કર વતી કરવતી લીધી શિરે શિરછત્રને દીધી;

ઉભી છે રાણી એક પાંસ સામો કુંવર સઉલ્લાસ,
કરવતી ખેંચવા માંડી જોનારના જાય હૃદય છાંડી;
હૃદય પથ્થરના પીગળાવે નદી અશ્રુની વ્હેવડાવે,
ધન્ય સ્ત્રી આ તથા સુતને ધૃતિ કંઈ દાખવી જેણે;
લેશ તે ગ્લાનિ નવ પામે માતં સુત વળગ્યાં છે કામે,
મયૂરધ્વજ નિશ્ચિંતે ઉભો વેદના લેશ નહિ ગણુતો;
મુખેથી નામ હરિ જપતો અન્ય તે કંઇ ન ચિંતવતો,
શું કરવતે કઠોરતા ત્યાગી કમળની કોમળતા માગી;
દસંતુ જમણું અંગ જોઇ વામ ત્યાં અક્ષી તો રોઇ,
ઋષિ એ અશ્રુનાં બિંદ નિરખી ખૂબ થયા ખિન્ન;
રહેવા દે વ્હેરવું ભાઇ ચાલવા માંડયું રીસાઈ.

વિપ્રે જવા માંડયું એટલે રાણી તથા કુંવરે કરવતને અટકાવી કહ્યું:—

ગયા ઋષી રીસાઇને, વિનવે વનિતા સુત
આજ્ઞા દો તે કીજીએ, રહે ટેક હે ભૂપ!

રાજાએ વિપ્રને આજીજી કરી પાછા બોલાવ્યા અને ચાલ્યા જવાનું કારણ પૂછયું ત્યારે તેમણે કહ્યું;—“ હે રાજા, તને શોક કરતો જોયો તેથી હું ચાલ્યો ગયો. ખેદથી આપેલું તામસી દાન હું લેવા ખુશી નથી માટે હવે તારૂં અર્ધું અંગ, લેવા કબૂલ નથી. આ સાંભળી રાજાએ કહ્યું:—

હસે છે આ ગાત્ર સ્વજીવિતનું સાફલ્ય સમજી;
રડે ડાબું પાસું નવ મુજ તનુ કૃત્ય ધરી;

પરાર્થે ના આવ્યું ગણી અતીવ તે શોકજ કરે;
બહુ સુજ્ઞો શોચે સ્વીય કંઇ વૃથા વસ્તુ વણશે.

ઋષિને રાજાના વચનથી સંતોષ થયો અને રાજાએ ફરીથી મસ્તકપર કરવત મૂકાવી અને રાણી તથા કુંવરે ખેંચવી શરૂ કરી એટલે પ્રભુ પ્રસન્ન થયા. કરવત અટકાવી ભક્ત શિરોમણિ રાજા, રાણી, કુંવરને તથા આખી સભાને સ્વરૂપે દર્શન આપ્યું. સભા અત્યંત આનંદ પામી અને રાજા, રાણી તથા કુંવરે ભગવાનનાં ચરણારવિંદમાં મસ્તક નમાવ્યાં. શ્રીકૃષ્ણ પરમાત્માએ કહ્યું કે;—"હે પરમભક્તરાજ, હું તારાપર પ્રસન્ન થયોછું. જે ઇચ્છા હોય તે માગ અને આ બન્ને અશ્વો લઇને યથેચ્છ યજ્ઞ કર.

ભગવાનનું આ પ્રમાણે બોલવું સાંભળીને મયૂરધ્વજ રાજા બોલ્યા કેઃ—

तंत्वाखिलात्मदयितेश्वर माश्रितानाम्
सर्वार्थदं स्वकृत विद्विसृजेत कोनु ।
कोवा भजेत्किमपि विस्मृतयेऽनु भूत्यै
किंवा भवेन्नतवपादरजो जुषां नः ॥

આપ કે જે આશ્રિતોને સર્વ પુરુષાર્થના આપનારા છો, સર્વ પ્રાણીઓના આત્મા હોવાથી અત્યંત પ્રિય છો અને ઇશ્વર હોવાથી ભજવા યોગ્યછો એવા આપનો સ્વકર્તવ્ય

સમજનાર કોણ ત્યાગ કરે અને આપની વિસ્મૃતિ જેથી થાય એવા ભોગ, ઐશ્વર્ય તથા મોક્ષ માટે બીજા દેવતાને સેવે? અમે જે તમારા ચરણરજની સેવા કરનાર છીએ તે અમને આપની સેવાથી શું અપ્રાપ્ય છે? અમને સર્વ વસ્તુ મળી શકે તેમ છે તો પછી મારે અશ્વનું પણ શું પ્રયોજન છે અને માગવાનું પણ શું રહ્યું છે? શ્રી ભગવાન આ સાંભળી વિશેષ પ્રસન્ન થયા અને બોલ્યા કે મારા ભક્તો તો—

**न पारमेष्ठ्यं न महेन्द्रधिष्ण्यं न सार्वभौमं न रसाधिपत्यम् ।**
**न योगसिद्धीर पुनर्भवं वा मय्यर्पितात्मेच्छति मद्विनान्यत् ॥**

મારા વિષે મનને અર્પણ કરનાર મારા ભક્તો મારા વિના બીજું બ્રહ્માનું ઇંદ્રનું, ચક્રવર્તી રાજ્ય કે પાતાળના રાજ્યનું પદ, યોગની સિદ્ધિઓ અથવા તો મોક્ષ એ કોઈ પણ પદાર્થને ઇચ્છતા નથી.

અને હું પણ:—

**निरपेक्षं मुनिं शान्तं निर्वैरं समदर्शनम् ।**
**अनुव्रजाम्यहं नित्यं पूयेयेत्यङ्घ्रिरेणुभिः ॥**

તૃષ્ણા વિનાના, મૌન રહેનાર, શાંત, વૈર વિનાના અને સમદૃષ્ટિવાળા મારા ભક્તની ચરણરજથી મારા આત્માને પવિત્ર કરવાની ઇચ્છાથી તે મારા ભક્તની પાછળ પાછળ હું ફરૂં છું.

મારા ભક્તોને મારા શિવાય અન્ય વસ્તુ માટે ઈચ્છા હોતી નથી અને તે જે સુખ ભોગવે છે તે અન્યના ચિંતવનમાં પણ આવી શકે તેમ નથી.

निष्किंचनामय्यनुरक्तचेतसः
शान्ता महान्तोऽखिलजीववत्सलाः ।
कामैरनालब्धधियो जुषन्ति यत्
तन्नैरपेक्ष्यं न विदुः सुखं मम ॥

પોતાની પાસે કાંઈ પણ ન રાખનારા, મારા માટે જેમના ચિત્તમાં અત્યંત અનુરાગ છે એવા શાંત, નિરભિમાની, સર્વ જીવો ઉપર પ્રેમ રાખનારા, અને વિષયોએ જેમના મનને સ્પર્શ કર્યો નથી એવા મારા ભક્તો જે નિષ્કામ સુખ ભોગવે છે તે સુખ અન્યના ખ્યાલમાં પણ આવી શકે તેમ નથી.

મયૂરધ્વજ રાજાએ હાથ જોડી કહ્યું, "આપનું વચન 'માગ' એને સાર્થક કર । યાચું છું કે હે પરમકૃપાળુ, અમારૂં મન ( માઝ્નહિ ગચ્છતુરંગમ ) તમારાથી દૂર જાઓ નહિ; અને તમારા વિષેજ અમારી દૃઢ ભક્તિ રહે એવું કરો. અમને સુખની અપેક્ષા નથી; કેવળ આપની નિર્મળ ભક્તિજ યાચીએ છીએ. ભક્તોનો મહિમા વધારનાર આપજ છો અને તેમની ભક્તિમાં દૃઢતા તથા ઓજસ્ આપનાર પણ આપજ

છે. અમારૂં તે આપ સર્વસ્વ છો, આપના ગુણોનું, આપના ઉપકારોનું વર્ણન અમારા સરખા પામરોથી થઈ શકે એમ નથી. કહ્યું છે કેઃ—

दोर्भ्यांतितिर्षति तरंगवती भुजंग
मादातुमिच्छति करे हरिणांकबिंबम् ।
मेरुंलिलंघयिषति ध्रुवमेषदेव
यस्ते गुणान्गदितुमुद्यम मादधाति ॥

હે પ્રભુ જે તમારા ગુણોનું વર્ણન કરવા પ્રયત્ન આદરે છે તેનો પ્રયત્ન હાથથી સમુદ્ર તરી જવા, હાથમાં ચંદ્રનું બિંબ ધારણ કરવા તથા મેરૂ પર્વતને ઓળંગી જવા ઈચ્છનાર મનુષ્યના જેવો છે. અર્થાત્ જેમ હાથે સમુદ્ર તરી શકાતો નથી, ચંદ્રના બિંબને હાથ પ્હોંચી શકતો નથી તથા મેરૂ પર્વત કોઇથી ઓળંગી શકાતો નથી; તેમ આપના ગુણોનું યથાસ્થિત વર્ણન કોઇ કરી શકયો નથી અને કરી શકનાર પણ નથી.

असित गिरिसमं स्यात्कज्जलं सिंधुपात्रे
सुरतरुवर शाखा लेखिनी पत्रमुर्वी ।
लिखति यदिगृहीत्वा शारदा सर्वकालम्
तदपि तव गुणानामीश पारं न याति ॥

મોટા પર્વતના જેટલા કાળા રંગની સાહીથી સમુદ્રનો ખડીઓ બનાવી પૂર્યો હોય, કલ્પ દ્રુમની શાખાને કલમ બનાવી હોય અને પૃથ્વીનો કાગળ તરીકે ઉપયોગ કર્યો હોય અને આવી સામગ્રીથી જાતે સરસ્વતીદેવી જો સર્વ કાળ લખ્યા કરે; તો પણ હે ઇશ, તમારા ગુણનું સંપૂર્ણ રીતે વર્ણન તે કરી શકે એમ નથી; તો અન્યનું તો કહેવુંજ શું ? પછી મયૂરધ્વજ રાજાએ આ પ્રમાણે શ્રીકૃષ્ણ પરમાત્માની સ્તુતિ કરી પ્રણામ કર્યો;—

भवभयमपहन्तुं ज्ञानविज्ञानसारम्
निगमकृदुपजह्रे भृङ्गवद्वेदसारम् ।
अमृतमुदधि तश्च ह्रत्य वर्गान्
पुरुषमृषभमाद्यं कृष्णसंज्ञं नतोस्मि ॥

નિવૃત્તિપરાયણ પુરુષોના સંસારનો ભય દૂર કરવાનો જે વેદ રચનાર ભગવાને ભ્રમર જેમ પુષ્પમાંથી સાર કાઢે છે તેમ વેદના સાર રૂપ જ્ઞાનવિજ્ઞાન અમૃત કાઢયું હતું અને જેમણે સમુદ્રમાંથી પોતાના પ્રવૃત્તિપરાયણ સેવકોના જરા રોગાદિક દૂર કરવા અમૃત કાઢયું હતું અને બન્ને પ્રકારના અમૃત પોતાના ભક્તોને પાયાં હતાં, તે શ્રીકૃષ્ણ નામના આદિ પુરૂષોત્તમ ભગવાનને હું પ્રણામ કરૂંછું.

યૂરધ્વજ રાજાએ સ્તુતિ કરી રહ્યા પછી બન્ને અશ્વ

તથા પોતાની સમૃદ્ધિ શ્રીકૃષ્ણ પરમાત્માનાં ચરણારવિંદમાં અર્પણ કરી અર્જુનને ભેટી પોતે અશ્વની રક્ષા માટે કુંવર સહિત અર્જુન તથા શ્રીકૃષ્ણભગવાન સાથે પ્રયાણ કર્યું.

હે સજ્જન, મયૂરધ્વજ રાજાએ તમને કહ્યા પ્રમાણે આત્મસમર્પણ ભક્તિ કરવાથી શ્રીકૃષ્ણ પરમાત્માને પ્રસન્ન કર્યા અને તેમના દર્શનનો લાભ મેળવી તે કૃતકૃત્ય થયો; માટે—

કર આત્મસમર્પણ ભાઈ, કર તું આત્મસમર્પણ ભાઈ !



# ભીમચાતુર્ય.

કર્તા.

પુરૂષોત્તમ જોગીભાઈ ભટ્ટ, બી.એ. એલ્. એલ્. બી.

અમદાવાદના કલેક્ટર સાહેબના ચીટનીસ,

પારેખ ફળીઉં,-રાંદેર, હાલ અમદાવાદ.

ભામિનીવિલાસ ભાષાંતર, મયૂરધ્વજ આખ્યાન

તથા હવે પછી પ્રસિદ્ધ થવાનાં કાવ્યગ્રંથ,

શુકરંભા આખ્યાન, ઇત્યાદિના કર્તા.

આવૃત્તિ પહેલી, પ્રત ૧૦૦૦

સંવત્ ૧૯૮૦ ઈ. સ. ૧૯૨૪.

"વિવેકાનંદ મુદ્રણાલયમાં" નટવરલાલ શંકરલાલ મહેતાએ

માલેકને માટે છાપ્યું. ખાડીઆ—અમદાવાદ.

મૂલ્ય રૂ. ૦—૪—૦.

# પ્રવેશ.

કીર્તનાચાર્ય મહારાજ શ્રી દત્તાત્રય બુવા તાંબે સાતારકરે સને ૧૯૧૫-૧૬ ના અરસામાં સુરતમાં ચાતુર્માસ મહાભારત તથા રામાયણની કથા ઉભયમાં અર્થ ઘટે એવા શ્લેષવાળા શ્લોકોથી હરિદાસ પદ્ધતિથી કરી હતી. તે શ્રવણ કરવાનો મને સુયોગ પ્રાપ્ત થયો હતો. આ કથામાં તેઓશ્રીના મુખેથી મેં ભીમચાતુર્યનો પ્રસંગ સાંભળ્યો હતો. તે મને ઘણો સુંદર લાગવાથી નાટકના એક અંકના રૂપમાં મેં આલેખ્યો છે. વસ્તુની સુંદરતા પ્રાચીન કવિની છે. તેમાં શ્રી દત્તાત્રય બુવાની વાણીની મિષ્ટતા મળેલી છે.

આ માધુર્યમયી પ્રાચીન કલ્પનાને વિવિધ વાનગી સહ પીરસી સ્વાદમયી બનાવવાને મારી પ્રિય લેખિનીએ યથાશક્તિ પ્રયાસ કર્યો છે. સ્ત્રી પુરૂષના સંબંધ પરત્વે એમાં રસિક ઉપદેશ સમાયલો છે. એનો યથેચ્છ ઉપયોગ કરી પ્રેમી યુગલો પોતાની રસિકતામાં વૃદ્ધિ કરો! શ્રી સાતારકર બુવા હરિકથામૃત વહેંચી તથા દત્ત પ્રબોધ કલ્પદ્રુમ વિ. શ્રેયસ્કર ગ્રંથો પ્રકટ કરી જનસમાજ ઉપર ઘણો ઉપકાર કરી રહ્યા છે તે માટે, તથા આ વસ્તુના પ્રદાતા તરીકે હું તેમનો નમ્રભાવે આભાર માનું છે.

શ્રીકૃષ્ણ પરમાત્માએ જાતે પાંડવના પક્ષમાં રહી પોતાની સેનાને કૌરવના પક્ષમાં આપી તેથી શ્રીકૃષ્ણ સાથે દ્રૌપદી રીસાયાં હતાં. એ રીસનું નિવારણ કરવાને શ્રીકૃષ્ણે તથા પાંચ પાંડવો પૈકી ચાર ભાઇઓએ પ્રયાસ કર્યો હતો તેમાં તે નિષ્ફળ ગયા હતા. એ કામ ભીમે પોતાની ચતુરાઇથી પાર પાડ્યુ હતું. કેવી રીતે—તે આ પ્રસંગમાં વર્ણવ્યું છે. ઉદ્ધતભીમમાં તે ચતુરાઈ શી હોય એવું ચારે ભાઇઓમાં અભિમાન હતું તે આ પ્રસંગથી ઉતરી ગયું હતું. હવે નેપથ્ય ઉઘડે છે, બંધુ નિહાળો.

**અમદાવાદ.** } **પુરૂષોત્તમ ભોગીભાઈ ભટ્ટ.**
૧-૩-૧૯૨૪ }

## પુસ્તક મળવાનાં ઠેકાણાં.

૧. નાનાલાલ વિષ્ણુરામ ભટ્ટ,

નાણાવટ—સુરત.

૨. પુરૂષોત્તમ જોગીભાઈ ભટ્ટ,

માંડવીની પોળમાં શેઠની પોળ—અમદાવાદ.

૩. એન. એમ. ત્રિપાઠી અને કું.

પ્રીન્સેસ સ્ટ્રીટ—મુંબાઈ.

૪. મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે બુકસેલર,

ત્રણ દરવાજા—અમદાવાદ.

ઉપલાં સ્થળોથી રોકડી કીંમતે મળશે તેમજ વી. પી. થી મોકલવામાં આવશે.



# ભીમચાતુર્ય.

સ્થળ કુરૂક્ષેત્ર ધર્મરાજાનો શિબિર ભીમ શિવાય
ચાર પાંડવો બેઠા છે.

દ્વારપાળ—મહારાજ શ્રી કૃષ્ણ ભગવાન પધારે છે.

ધર્મ—જા તેમને ઝટ અહીં લઈ આવ. (ચારે ભાઈ સામા લેવા જાય છે) પધારો, પધારો. મોર જેમ મેઘની રાહ જુએ, તેમ હું પણ તમારી રાહ જોતો બેઠો હતો. અમારૂં ભાગ્ય આજે ઉદય થયું છે, અને અમારી સર્વે આશાઓ ફળીભુત થઈ છે.[1] (સર્વે પરસ્પર ભેટી આસનપર બેસે છે.)

કૃષ્ણ—કુશળ છો. ?

ધર્મ—હા, હવે કુશળ થયા છીએ.

---

૧ શ્રી કૃષ્ણના આવવાથી.

કૃષ્ણ—પારૂ પણ મારી બેન કેમ જણાતી નથી, તેને મારા આવ્યાની ખબર તો થઈ હશે.

ધર્મ—હા, હું પણ એમજ સમજુંછું. દ્વારપાળ જા દેવીને ખબર કર કે તારા ભાઈ શ્રી કૃષ્ણ પધાર્યા છે. ( દ્વારપાળ જાય છે. )

કૃષ્ણ—દ્વારિકામાં દુર્યોધન તથા અર્જુન પોતપોતાના પક્ષમાં મને લેવા આવ્યા હતા તેનો પરિણામ શું આવ્યો તેની વાત તો અર્જુને તમને કહી હશે.

ધર્મ—હા–તે સાંભળી હું સંતુષ્ટ થયોછું. જો કે તમારી સાથે યાદવ સૈન્યની હમને સહાયતા મળી હોત તો ઘણું સારૂં થાત. હું તો ઉગર્યો એમજ સમજુંછું. દુર્યોધનને તમે કહ્યું કે શસ્ત્ર નહિ ધારણ કરવાને નિશ્ચય કરેલા એવા કયાં તો મને પસંદ કર અથવા શસ્ત્રાસ્ત્ર પ્રવીણ બળવાન યાદવ સેનાને પસંદ કર, એવી પસંદગીનો લાભ દુર્યોધનને તમે આપ્યો, ત્યારે મારૂં અંતઃકરણ વ્યાકૂળ થઇ ગયું હતું, કે રખેને દુર્યોધન તમને માગી લેશે તો. છતાં સારૂં થયું કે તેણે યાદવ સેના પસંદ કરી અને અમને તમારો સુયોગ થયો.

કૃષ્ણ—તમે તો મહારાજાજ છો, તમે બધાનું અંતઃકરણ

તમારા સરખું સમજો છો. ઘુવડ કદિ સૂર્ય પ્રકાશની ઇચ્છા કરે, તો દુર્યોધન જેવા દુષ્ટ પુરૂષો મારી ઇચ્છા કરે.

છંદ ત્રોટક.

[1]રસ તાડ ચહે નીચ દુર્બળ તો,
તુચ્છકારી શ્રી ખંડ જ સેજ મળ્યો;
મણિની મર્કટ[2] શીદ હોય સ્પૃહા,
કકડાવત દાંત તળે ઠળિઆ.

છંદ ઈંદ્રિવજ્રા.

જે ડાળ બાઝયો વિષયો તણી હાં,
તે છોડી ઉંડી ઓંડું નિર્ગુણી[3]માં;
કેમ જ પડે આશ ન જ્યાં બચ્યાની,[4]
ત્યાં ઝંપલાવે વિરલાજ જ્ઞાની.

ધર્મ—ચાલો જે થયું તે ઠીક થયું.

કૃષ્ણ—દ્વારપાળ તો ક્યારનો મારી બેનને ખબર કરી પાછો

૧ દુબળા શીખંડના કરતાં તાડી વધારે પસંદ કરે છે.

૨ વાંદરાં મણિના કરતાં બોરના ઠળિઆને વધારે પસંદ કરે છે.

૩ પરમાત્મ સ્વરૂપમાં.

૪ વ્યક્તિ તરીકે જીવવાની-વિષય સુખ લેવાની.

આવ્યો, અને વાત કરવામાં આટલો વખત ગયો, તો પણ મારી બેન હજુ કેમ આવી નહીં. આમ તો કોઇ દિવસ બન્યું જ નથી. દ્વારપાળ કૃષ્ણા કાંઈ કામમાં તો ગુંથાયલી નથી ને ?

દ્વાર—ના મહારાજ; પરંતુ તેઓ કાંઈ ઉદાસ દેખાતાં હતાં.

કૃષ્ણ—એમકે ! ચાલ ત્યારે બેનની ઉદાસીભાઈ ન ભાંગે તો કોણ ભાંગશે. પણ મારી બેન હું આવ્યો છું પછી ઉદાસ શા માટે ? પણ હા, હોયે ખરી. તેણે કાંઈ થોડાં કષ્ટ સહન કર્યાં નથી. હજુ યુદ્ધનો વિકટ પ્રસંગતો ઉભો જ છે. તેને કેમ ચિંતા ન થાય.

ધર્મ—પ્રભુ તમે શું કરવા શ્રમ લો છો. હું ફરી દ્વાર પાળને મોકલું છું.

## છંદ શાલિની.

હોયે બિંદુ હિમનાં શું અસંખ્ય,
આપત્તિઓ વર્ષતીરે અગણ્ય;
ઉડી જાયે અલ્પકાળે અયાસ[1],
જ્યાં થાયે છે [2]ભાનુ કેરો પ્રકાશ.

---

૧ વિના પ્રયાસે.

૨ સૂર્ય.

તમે પધાર્યા છો, પછી અમને ચિંતા શાની. હું હમણા દેવીને અહીં બોલાવું છું આપણે તેમના મનનું સમાધાન કરીશું.

કૃષ્ણ—ના ના, હવે તો હુંજ જઈશ. આટલો વખત તે થોભે તેવી નથી. મારે જઈ તેનું સાંત્વન કરવું જોઇએ.

## છંદ વસંતતિલકા.

ધર્મ— છે ભાગ્યતે ભગિનીનું નિજભાઈ પ્રેમી,
ઇચ્છા સદૈવ પૂરતો મન માની જેની;
જો સ્હાય હોત નહિ, જીવતનાહિ દેવી,
ગ્રીષ્મે સિંચે ન વનમાળી ટકે ન વેલી.[1]

ઠીક, તમારી એમજ ઇચ્છા છે તો એનનાં લાડ પૂરાં કરો, (શ્રીકૃષ્ણ અંદર પ્રવેશ કરે છે.)

કૃષ્ણ—(પોતાને) અરે આજે એમ કેમ ! મારી બેન મને આવતો જોઇને મૂઠ ફેરવી કેમ બેસે છે, અરે એટલું બધું છે શું ! કંઇજ ઉત્તર પણ મળતો નથી, મારો જીવ ગભરાઈ જાય છે, મને પ્રસ્વેદ છૂટે છે મને નિર્ભયને,

---

૧ ઉનાળામાં માળી જો વેલીને પાણી પાય નહીં તો તે જીવી શકે નહીં તેમ જો શ્રીકૃષ્ણે આપત્તિમાં વખતો વખત સહાય કરી ન હોત તો દ્રૌપદી જીવત નહીં.

બીજાને અ.:ચકરનારને, ભય થાય છે, મારી બેન શાથી આટલી બધી દૂભાઈ હશે ! આટલી બધી દૂભાઈ છે તો મને તે શું શું કહેશે.

બેન પણ મારો શો અપરાધ છે તે કહેશો એ ખરાં નહીં. (પોતાને) અરે કંઈજ પ્રત્યુત્તર મળતો નથી. માત્ર હું કંઇક હૃદયના નિશ્વાસ સાંભળુ છું. એટલું બધું તે શું મારા તરફથી દુઃખ થયેલું માની બેઠી છે કે ઓઢપણુ (ઘાડતી નથી.

## છંદ શાર્દૂલ વિક્રીડિત.

છે ધિક્કાર મને હજુ ન હણિયું મેં દુઃખ બેની તણું,
જોઇ મેં વમટાતી ઘોર વનમાં મ્હેલે ને મ્હાલેહજુ;
લૂટી બેનની લાજ તે હજુ જીવે ને જીવતો હું [1].ણુ,[2]
જુએના મુખ માહેરૂં તુજ કશોરે દોષનાહીં કણુ.

રેરે કઈ કારવને હું સુણુ
તારા મનોરથ બધા કરૂં સંપૂર્ણ

---

૧ બેનની લાજ લૂટનારાને ક્યાં તો મારે મારવા જોઇએ અથવા તેમની સાથે યુદ્ધમાં મારે મરવું જોઇએ. આ બેમાંથી એકે મેં કર્યું નથી. ૨ લેશ.

૩ અનિયમિત છંદ કાર્યની ત્વરા સૂચવે છે. પહેલું અને ચોથું ચરણ ઈંદ્ર વજ્રાનું અને બીજું તથા ત્રીજું વસંતતિલકાનું છે.

જો બેનનું મન પ્રસન્ન કરૂં નહીં હું
કહે કેજે ન ભાઈ મુજને કદિ તું

દ્રૌ૦—[1]બધો જીભનો પટપટારો રહેવાદે, કાળા, આજ સુધી મેં ભોળી દિલનીએ તને ઓળખ્યો નહતો. તને કપટી કહેનારને હું કપટી સમજતી હતી. હવે મને અનુભવ થયો, કે ના ના લોક બોલે, તેમાં કાંઈ તથ્યાંશ હોયછે.

કૃ૦—ભલે મેં બીજા સાથે કપટ કર્યાં હશે એમ માની લે, પણ તારી સાથે શું કપટ કર્યું છે ?

દ્રૌ —તારૂં કરેલું તે કપટ કેમ કહેવાય. અમારી સેના નાની એ કંઈ તને અજાણ્યું નથી, છતાં તેં અંધ પુત્રને[2] તારી સેના આપી દીધી. હમણાંનો રીવાજ એવો છે કે સૌ કોઇ ભરતામાં ભરે છે.

કૃ૦—ઓહો ! આજ તારૂં આટલી બધી રીસનું કારણ છે ?

દ્રૌ૦—તારે મનતો ઓહોજ છે તો, તને કોની પડી છે. તને કોઈનું સ્નાન સૂતક નડે એવું નથી.[3]

---

૧ કૌરવને ચૂર્ણ કરવાની વાત સાંભળી ત્યારે દ્રૌપદી ઓડ ઉઘાડે છે. ૨ દુર્યોધનને.

૩ દ્રૌપદી ખરૂંજ કહે છે. પરમાત્માને કોનું સ્નાન સૂતક હોય.

કૃ૦—અરે પણ હું જાતે તારા પક્ષમાં છું તે બસ નથી ?

દ્રૌ૦—ઉભા સોટા સરખો તું હોય તો એ શું ને નહોય તો એ શું.

કૃ૦—કેમ !

દ્રૌ૦—શસ્ત્ર પકડવાના તો સોગન ખાધા છે. બાપ દાદાએ હથિયાર સાહ્યાં હોય તો યુદ્ધની વાત જાણેને. શસ્ત્ર તો પકડવાનો નહીં, તો તું ઉકાળવાનો એ શું, અને તારી હમને મદદે શી. તું તો રૂકિમણીના આવાસમાં ભરાઈ બેસ. અને શસ્ત્ર પકડવાના સોગનની વાત તેને કહજે એટલે તેનાં લુગડાં તને પહેરવા આપશે, અને શસ્ત્ર લઈ તે લડવા આવશે, પછી અમે બંન્ને બેન પણીઓ લડવા જશું. તને શરમ પણ ન આવી સોં- ગન લેતાં !

કૃ—તારો કહેવાનો વખત છે, અને મારો સાંભળવાનો વખત છે; એટલે કહી લે, પણ તારે ગોળ ખાવા સાથે કામ છે, કે મેં શસ્ત્ર પકડ્યાં છે કે નથી પકડ્યાં તેનું કામ છે.

દ્રૌ૦—જા, આ બધી કળા તારે ઘેર વાપરજે. હું જાણ- તીજ હતી કે તું મને ઘસી ચોપડવા કામ લાગ- વાનો નથી.

કૃ૦—પણ મારી સામું જોઈને તો વાત કર.

દ્રૌ૦—અમારા શત્રુને મદદ કરી એટલે તું પણ તેવોજ ઠર્યો. તેં શસ્ત્ર પકડવાના સોગન લીધા છે, તો હું તારૂં મોઢું જોવાના સોગન લઉં છું.

### છંદ વસંતતિલકા.

કૃ૦— રે બેન ભુલ મુજતું કર માફ મારી,
મારીવતી સહુન થાય ન કારી વાણી;
વાણી મીઠી વદત મુખ ન જોઈ તારૂં,
તારૂં ન કાર્ય સુઝતું હૃદ છે બીડાયું.

### છંદ માલિની.

તુજ ચરણ વિષે આજો પડે તુજ ભાઇ,
કઠણ હૃદયતારૂં આજ મોટી નવાઈ;
મુજ સહુ નવ હાવાં જો વદે તું રીઝીને,
[1]જળધિ મહીંજ પાછો ઝંપલાવું જઈને.

દ્રૌ૦—મેં પાછા જવાનું કહ્યુંજ છે તો. અહીં રહીને એ તું શું ઘોળવાનો હતો. તું અહીંથી કાળું મોઢું કરે તો સારૂં, કે હું તારા તરફની નિરાંતવાળી બેસું. મારાથી

૧ સમુદ્ર.

એ તારી ઉપલક્ષિયા વાત સહન થતી નથી. આવો નામર્દ મેં તને નહોતો જાણ્યો.

## છંદ ગીતિ.

દાઢ રહિત બચ્ચો જે, સર્પ સરોડાં સર્વ નાં ખાય,
ક્ષત્રય શસ્ત્ર વિનાનો, મુઓ જીવત અપમાન પાત્ર થાય.

કુ૦—અત્યંત ખિન્ન તથા કુપિત થઈ જઈ પોતાના મનમાં કહેછે કે શું કરૂં કે બેન છે, અને વળી સ્ત્રી જાતિ છે. કોઈ અન્ય માણસે આમાંનો એક શબ્દ પણ કહ્યો હોય તો મારા હાથે તે જીવતો રહેવા પામે નહીં. પણ ચાલ જીવ, આ આ ણું જોર અજમાવવાનું સ્થળ નથી. એને આજની ઘડીએ તો મને પાણીથી પાતળો કરી મૂક્યો છે, હશે એના મનમાં આવ્યું તે ખરૂં.

( મૂગે મોઢે પ્રયાણ કરે છે ).

ધ૦—કેમ પ્રભુ, તમારૂં મુખારવિંદ આટલું બધું મ્લાન થયેલું જણાય છે? દેવીએ તમારો યથા યોગ્ય સત્કાર કીધો કે નહીં.

કુ૦—યથા યોગ્ય શું, જોઈએ તે કરતાં વધારે કીધો. મને તો લાગે છે કે અહીંથી ઉચાળા ભરવા ઠીક છે.

ધ —એ તમે શું બોલો છો. શું આવી સ્થિતિમાં અમને

મૂકી તમે ચાલ્યા જશો. પછી હમારી શી અવસ્થા થશે.

કૃ૦—અરે ભાઈ શું કહુછું. બેન પડી એટલે આટલું આટલું કહ્યું તે સહનકરીને આવ્યો. કોઈ બીજું હોતતો, હું તેનું ચક્રથી મસ્તક છેદયા વિના રહેત નહીં.

ધ૦—અરે શું તમારૂ એટલું બધું અપમાન કર્યું! ખરેખર તમને દુઃખવ્યા તે દેવીએ બહુંજ અણુઘટતું કર્યું છે. જવાની વાત કૃપા કરી રહેવા દો, તેને બોલાવી મંગાવી હું તમારી માફી મંગાવું છું. સ્રીને આમ કરવું ઘટે?

## છંદ શિખરિણી.

ન દોષો પોતાના નીચ કરમને દેત ખળને,
પડે દુઃખો જ્યારે મૂઢ બહુ વગોવે છ હરિને;
કરી નિંદા તેની, દુઃખથી છૂટવે આશાજ્યહીં છે,
નિમંત્રે કષ્ટોને ન-ન અધમો ખોઈ મતિને.

એની ઐશાં બુદ્ધિ પ્રકટ થઇ કે શું? પ્રભુ અમારી પત્નીના અપરાધ બદલ અમે ક્ષમા માગિએ છિએ.

કૃ૦—ભલે ભાઈ હું જઈશ નહીં. પણ તેને અહીં બોલાવવાની વાત પડતી મૂકો.

ધ૦—એમ તે કાંઈ થાય.

### છંદ પુષ્પિતાગ્રા.

પ્રથમ પ્રસંગ હીલું મૂકે પતિજો,
[1]વિફરી સ્વભાવ બને સ્રીનો તહા તો;
[2]નિતનિત નવ કલેશ રંગ જામે,
[3]નર ઉગતો સુખ ડામી રોગ પામે.

### છંદ ઉપજાત.

મોઢે ચડાવી બહુ નિજ સ્રીને,
કહો કયો સ્વામિ સુખી થયો છે;
[4]નારી વળે વાંકી દબાવી સીધી,
સુખે ફરે નેતર જેમ કીધી.

ફૂ૦—ભાઈ આજનો પ્રસંગ તમારી ચતુરાઈ બતાવવાનો નથી. અહીં તમારી બહાદૂરી ચાલવાની નથી.

---

પુષ્પિતાગ્રાના બીજાં ચરણ જેવુંજ પહેલું ચરણ આ છંદમાં છે.

૧ વિફરેલ.

૨ રોજ રોજ

૩ ઉગતો રોગ ડામી, રોગીને ડામીને સારા કરવામાં આવે છે. રોગને ડામ દઇ નિર્મૂળ કરીને.

૪ નેતર વાંકી હોય તેને દબાવીને-વાળીને સીધી કરવામાં આવે છે. પછી તે હાથમાં સારી દેખાય છે. તેમ સ્રી વાંકી ચાલતી હોય તેને દબાવવાથી સીધી વળે છે અને તેની સાથે પછી પતિ સુખમાં રહે છે.

ધ૦—શું દેવી હમારા કહ્યામાં નથી એમ તમે ઠરાવવા માગો છો. અને તેમ તમને ઠરાવવા દઈશું કે.

કૃ૦—હું તો કહું છું કે એ ભાંજગડ જવા દો; પછી તો તમને રૂચે તે ખરૂં.

ન૦—મોટા ભાઈ તમારી આજ્ઞા હોય તો હું અબ ઘડી દેવીને લઈ આવું, અને ભગવાનની માફી મંગાવું.

ધ૦—જાઓ મારી આજ્ઞા છે.

( નકુળ દ્રૌપદીના આવાસમાં પ્રવેશ કરે છે. )

ન૦—કેમ ઉંધું માથું કરી બેઠાં છો.

દ્રૌ૦—શું નાનકડા તમે આવ્યા છો કે. મને આજે તમારે કંઈ પુછવું નહીં.

ન૦—( અધીરો લેવાઈ જ ગયો. ) શ્રી કૃષ્ણ પધાર્યા ત્યારે તમે આવ્યાં નહીં, અને વળી તે જાતે તમારી પાંસે આવ્યા ત્યારે તમે તેમનું સન્માન કર્યું નહીં, એ શું ઠીક કહેવાય કે ? ચાલો તમે મારી સાથે, અને તેની માફી માગો.

દ્રૌ૦—( ભવાં ચઢાવીને ) શું બોલ્યા. હું તે ભરવાડની માફી માગું ?

ન૦—( કામ જકર્યું જણાય છે. ) આજે ભાઈ તમારા ભરવાડ કેમ થયા વારૂ !

દ્રૌ૦—તે તેને જઈ પૂછો. મારી સાથે ઝાઝી વરણાગી કરશો નહીં. આજ મારો જીવ ઠામ નથી.

ન૦—કેમ વારૂ.

દ્રૌ૦—યાદવની સેના શત્રુને આપી, અને શસ્ત્ર વગરનો અહીં આવ્યો, એ તમારૂં શું ઉકાળવાનો ? તમારામાં પાણી હશે નહીં, તેથી જ તમે એને ભગવાન ભગવાન કરી રહ્યા છો.

ન૦—ધર્મ રાજાની આજ્ઞા છે, કે તમારે આવી ભગવાનની માફી માંગવી.

દ્રૌ૦—રાજાની આજ્ઞાનો ભાર તમે શીદ લાધી આવ્યા ? તેમને જ લાદવા દો, ને જાઓ તેમને કહેજો, કે મેં તો એનું મોઢું જોવાના સોગન લીધા છે.

### છંદ ઇંદ્રવજ્રા.

શું મોઢું દેખાડો તમે મને હા !
આવો કરો ચ્હેન સમા રૂપાળા ![1]

---

૧ મારી સાથે આવાં ચેનકાં કરવાનો આ સારો વખત છે.

જો રાજલક્ષ્મી ન જીતાય કોથી,
સેવો અરિ[1] કે શીખજો જ પોથી.[2]

ન૦—( મનમાં ) ભારમાં પાછા જઇએ, તો શોભા રહે એવી છે, નહીં તો કંઇ કંઇ આપણેએ સાંભળવું પડશે.

ભગવાનની સાથે શઢ કરવી ઠીક નથી, પછી તો તમે જાણો. આપણે તો ચીઠ્ઠીના ચાકર, તમને કહેવાનું કહી દીધું.

દ્રૌ૦—[3]હલકું લાવનાર [4]હલકારી થશો તો તમારો ભાર[5] વધારીશું બહુ ભાર લાવશો તો ગબડાવી દેવો પડશે.[6] બૈરાં પર અમલ ચલાવવા દોડવા કરતાં, શત્રુપર અમલ ચલાવશો તેમાં તમારી શાબાસી મનાશે. કંઇકિ પરાક્રમ કરીને આવજો.

ન૦—ઠીક ત્યારે.

દ્રૌ૦—સીધાવો.

સ્થળ-યુધિષ્ઠિરનો શિબિર.

નકુળ યુધિષ્ઠિરને વાત કાનમાં કહી દે છે.

---

૧ શત્રુ.

૨ મહેતાજી બનો. બ્રાહ્મણનું કામ કરો.

૩ સાધારણ સુખની વાત.

૪ દૂત, મજુર.

૫ માન.

૬ ભાર ઉતારી નાંખવો પડશે. અપમાન ખમશો.

ધ૦—ભાઈ સહદેવ તમે જુઓને દેવી કેમ કોઈ દિવસ નહીં
ને આજે હઠ કરે છે.

સ૦—( મનમાં ) મારા વળી ફરી વળ્યા. ( પણ ધર્મ રાજાને
ખુશ કરવાને કહે છે. )

હા હું જાઉં છું મહારાજ, દેવી હમણાં અહીં
આવ્યાં સમજો.

દ્રૌપદી અબોલાં મોઢું ચઢાવી બેઠાં છે.

સ૦—કેમ તમારા [1]ગ્રહ કંઈ રૂઠયા છે કે શું !

દ્રૌ૦—તમે મુહૂર્ત જોઈને આવ્યા છો કે કેમ ! નહીં તો
ઇષ્ટયોગ[2] જોઇ કાઢો.

## છંદ વસંતતિલકા.

સ૦— છે યોગ [3]માનિની અનુકૂળ હાલ સંધો,
[4]પાયે પડો પ્રભુ, સુઝે વળી અગ્ર ધંધો;

---

૧ સહદેવ જોશી ગ્રહનીજ વાત કરે છે.

૨ જેમાં ઇચ્છેલી વસ્તુ મળે એવો સમય. ઇષ્ટ=પ્રિયાની સાથે
યોગ=એક દિલથી મેળાપ.

૩ રૂઠેલી સ્ત્રી.

૪ શ્રીકૃષ્ણને પગે લાગો કે આગળ શું કરવું તે સુઝ પડે.

[1]પ્રીતિ તમારી નવ અન્યજ પાર પામે,
[2]આ કામમાં અપયશે મૂકતાં ન વામે.

માટે ચાલો અને ભગવાનના મનનુ સમાધાન કરો.

દ્રા૦—તેના મનનું મેં અહીંજ પૂરૂં સમાધાન કરી તેને વિ-
દાય કર્યો છે. હું કાંઇ આવનાર નથી, માટે આપરૂ
જો ચાહતા હોતો અહીંથી સીધાવો.

## છંદ વસંત તિલકા.

જાણે ઉપાય દુઃખ ટાળકના કરે ને,
છે દ્રવ્ય પાંસ પણ કોડી નવાપરે જે;
જો ભોગ પૂર્વ[3]જાનંના સજની[4] મળે તે,
[5]મીદાપતિ નવ વદે શતવાર પૂછે.

તમે મારી પાંસે મારૂ મંગાવવા માગો છો પણ તમે
બધાજ મારી માફી માગી કહો, કે હમારાથી કાંઇ સધરે
તેમ નથી, એટલે તમને કહેવાની માથા ફોડ મૂકી દઇશ.

---

૧ શ્રીકૃષ્ણની સાથે તમારી જે પ્રીતિ છે તેનો બીજો કોઇ પાર
પામે એમ નથી.

૨ હે સુંદરી મારૂં નહીં માનીને મારી અપકીર્તિ કરતાં નહીં.

૩ પૂર્વ જન્મના.

૪ સ્રીને.

૫ સોવાર પૂછે તો પણ જવાબ નહીં દે એવો સ્વામિ મળે.

અને આપણે પાછાં અરણ્યમાં નાસીને સંતાઈ રહેશું.

સ૦—આપા માફ કર. મારા ક્યાં ભોગ લાગ્યા કે હું તને કહેવા આવ્યો. હું તો આ ચાલ્યો.

સહદેવને એકલો નિરાશ પાછો આવતો જોઈ.

ધ૦—કેમ કાર્ય ના સધર્યું ?

સ—હું નીકળ્યોનેજ ભગવાને છીંક ખાધી હતી.

ધ—શુકન અપશુકન જોયા કરનાર તારાથી શું નીપજે. એતો બાણાવળિનાજ કામ.

અ૦—મારી એ આબરૂ કોડીની કરવા ધારી છે કે શું. ?

ધ૦—તું એ પરણતાં પહેલાં રંડાવા જેવું શું બોલતો હશે. આવો તું પરાક્રમી રણવિદ્યા કુશળ, ને 'પડે ઉગમણી બૂમ અને આથમણો ધાયે,' એવું શું કરે છે.

અ૦—મારૂં મન કાંઈક શંકા શીળ થાય છે. અહીં [2]સબળાને જીતવાના નથી, અબળાને જીતવી છે. છતાં આપની ઇચ્છા હશે તો હું એ પાસો ફેંકી જોઈશ. પણ આજ પાસો ફેંકી તમેજ પોબારભણી વિજય મેળવો એમ છે.

---

૧ બાણ મારનાર સમર્થ યોદ્ધો.

૨ બળવાન યોદ્ધાને.

ધ૦—ઠીક ભાઇ ઠીક, મોટાભાઇને તારાવિણુ કોણ આવા લ્હાવા [1]પાડે. પણ જોઉં છું હવે તારી ચતુરાઈ. ( ચઢાવેછે ).

[2]માછલી વીંધવી એના તને શું હીસાબ, કોઇથી ન મરાયું પણ મને આશા છે કે તુંતો નિશાન મારશેજ.

અ૦—આ બાણ ચઢાવ્યું.

કૃ૦—જો જે ભાઈ પાછી ન્હાની ના કરતો.

અ૦—ભગવાન્ સેંકડોવાર ભાગ્યા તો કોઇ વખત અમારો એ આવે.

અર્જુન દ્રૌપદીના આવાસમાં પ્રવેશ કરે છે.

અર્જુન માટે દ્રૌપદીને કંઈક વધારે માન હોય તે સ્વાભાવિક છે એટલે સ્હેજ મુખ મલકાવી.

દ્રૌ૦—અહો તમે પધાર્યા છો કે. ધન્ય ભાગ્ય હમારાં કે તમે હમારી કાળજી રાખો છો.

અ૦—કેમ ન રાખીયે. તમારી પ્રીતિ સંપાદન કરવા તો આ બધું થાય છે.

દ્રૌ૦—મારે માટેજ બધું કે. એતો રાજલક્ષ્મી વરવા માટે હોં.

---

૧ પાસા રમવામાં યુધિષ્ટિર રાજ્યહારી ગયા હતા એનું સૂચન છે.

૨ મત્સ્યવેધ કરીને દ્રૌપદીને અર્જુને મેળવેલી તેનું સૂચન છે. માંછલી વીંધવી અને દ્રૌપદીને જીતવી એ સરખુંજ છે.

અ૦—શોખ સમજી કરો છો કે શું.

દ્રૌ૦—બસેં પાંચશે રાખે નહીં તો રાજપૂત્ર શા કામના[1]. તમારાં પુછડાં તમને ભારી, મારે શું.

અ૦—એતો આડીવાતે ચઢી જવાયું. પણ કહો તમને તો ભાઇ બહુ વહાલા છે, ને તેની સાથે આજ કેમ રીસાયાં.

## છંદ વસંતતિલકા.

જો કોઈ ભાંડુનું ભૂંડું વદતું કહિ જરા,
[2]સ્હેશેન બેન કરતી અવતાર તો પૂરા;
ભાઈ શુ આજ ભગિની લડતી નવાઇએ,
[3]ભેગાં મળો ફરી, મહીં પડતાં ફસાઇએ.

દ્રૌ૦—આ યુગમાં ભાઈ કોનો ને બ્હેન કોની. નહીં તો તે આવું કરે. હું તો તેની સામું ફરકુંએ નહીં. પણ તમારા તો જીવજાન દોસ્ત છે તેનો પક્ષ લઇને તો

---

૧ દ્રૌપદી ટાણું મારે છે તે ખરૂં છે, એમાં ઘણાની ખરાબી થઇ છે.

૨ ભાઇનું નઠારૂં કોઇ બોલે તે બ્હેન સહન કરી શકતી નથી અને બોલનારને સપડાવી નાંખે છે. ( આ છંદમાં વસંતતિલકાથી સહજ ફેર છે. છેલ્લા ગુરૂને લઘુ કરી એક ગુરૂ ઉમેર્યો છે. )

૩ ભાઇ બ્હેન લડે તે પાછાં ભેગાં થઇ જાય છે. કોઇ વચમાં પડી એકાદનો પક્ષ કરે તો તે બીજાનો દુશ્મન થઇ પડે છે.

આવ્યા નથી ને. તમારા ભારમાં રહેજો, આજે હું કોઈની નથી. ( જરા આડાં ફરી નીહાળે છે ).

### છંદ વંશસ્થ.

અ૦— [1]વાગે શંરો રક્ત વહે ગણું નહીં,
કૃષ્ણા કટાક્ષે ઢળું રક્ત લસ બસી;
અંકે ધરૂ ખેંચી કરે વિલાસિની,
સ્પર્શે કરોના ખીલવું જ પદ્મિની.

(પોતાને) અરે પ્રિયામાં મશગુલબની ભાઈની આજ્ઞા તો વીસરીજ ગયો ને. સાજની વાતતો મારા બે ભાઈ કરી ગયા પણ હામની વાત હું અજમાવું જોઈએ.

મારા તે મિત્ર તો ખરા પણ આપણી વાત જુદીજ છે. તમારા કહેવામાં હું સમજી ગયો, પણ તમારા હિતની વાત મારે કરવી જોઇએ. જો શ્રીકૃષ્ણ સાથે સલાહ કરોતો એક અલૌકિક હાર તમારા કંઠમાં નાખું.

---

૧ બાણ વાગે અને લોહી વહે તો તેની હું દરકાર કરૂં નહીં, પણ દ્રૌપદીના કટાક્ષરૂપી બાણથી ઘવાયેલો–અનુરાગથી ઢળી પડું છું. અને હાથે ખેંચીને દ્રૌપદીને ખોળે બેસાડી સૂર્ય જેમ કિરણથી કમળના સમૂહને ખીલવે છે તેમ મારા હસ્તના સ્પર્શથી પદ્મિની રૂપ દ્રૌપદીને ખીલવું પ્રસન્ન કરૂં એવું મન થાય છે. છંદમાં પ્રથમ લઘુને બદલે ગુરૂ મૂકયો છે એટલો ફેર છે.

દ્રૌ૦—ઓહોહો મને લાંચ આપવા માંડી કેમ.

છંદ માલિની.

વશ બનત જનો જે લાલ્ચ્યં દ્રવ્યની તે,
જગત મહીં થતા હલકા પ્રતિષ્ઠા ગુમાવે;
[1]ભૂષણ રમણી રાચે, [2]ભુષણ સ્વીય ખોએ,
પ્રિયની સમીપ તેનો હાથ ઉપર નહોએ.

અ૦—( સામદામની વાત તો ખબી ગઈ. ભેદ આપણે જોઈએ નહીં, જોઇએ દંડનો કીસ્સો અજમાવી જોઉં )
હં. તમારે તો હમારી ઉપર હાથ રાખવો છે. ક્યાર ક્યારના હમે કાલાવાલાં કરીયેં છીએ અને તમારાતો ધ્યાનમાં ઉતરતું નથી.

છંદ શાર્દૂલ વિક્રીડિત.

જ્યારે નારી હઠે ચઢી બહુ મનાવી તોપિ માને નહીં,
શું ઉપાય પતિ કરે ખબર તે હોશે તમોને ખરી;
[3]પીડા મારની વ્હોરતી નવ બની આધીન ધની ધણી;

---

૧ ઘરેણાંથી.

૨ માન-પ્રતિષ્ઠા.

૩ ધૂર્તી-મનસ્વી આચરણ કરનારી સ્ત્રી પતિને આધીન રહેતી નથી અને મારની=પ્રહારની-કામની પીડા સહન કરે છે.

[1]ાઢે દોષ વૃથાજનો પુરૂષનો ના વિફરી ભામણી.

જો સીધાં સીધાં ચાલવું હોય તો ચાલો નહિ તો મારાં બાજુના પાશે બાંધીને કે ઉંચકીને લઈ જવાં પડશે, ધર્મ રાજાનો મારા પર સખ્ત હુકમ છે.

ક્રા૦—( અત્યંત ક્રોધમાં આવી જઈ ) જાઓ જાઓ અલ્યા વ્યંઢળ, તમે મને બાંધી જનાર–ઉંચકી લઈ જનાર કે ! મને ઉંચકી લઈ જનારના તો કંઈના ભૂકા નીકળી ગયા. આ કાંઈ નૃત્ય શીખવવાની શાળા નથી. મને તમારી હાવ ભાવની હુશીઆરી શીખવવા આવ્યા છો કે ! એવી તો મને બહુએ આવડે છે, કંઈ કંઇને બંધનમાં નાંખું તેવી છું; ને કંઇને ઉંચકી કાઢયા છે, તેનાં કાળજાં ઠામ બેસતાં નથી.

### છંદ શાર્દૂલ વિક્રીડિત.

છે ધિક્કાર સ્રીને પડી ધૂળ ચતુરાઈ વિષે તેહની;
[2]જેના માર બળે ધ્રૂજાવતપતિ ડંસો ભરે નાગણી.

---

૧ લોકો પુરૂષનો દોષ નકામો કાઢે છે પણ વિફરેલી સ્રીનો દોષ કાઢતા નથી. વિફરેલી માટે ભામિની નહીં પણ ભામણી.

૨ જેમ નાગણ ડંસ દેતાં વિષમય બનાવી મૂકે છે તેમ જે સ્રી પણ ચુંબનાદિ ડંસો દેતાં પતિને માર મારવાના બળે–કામના બળે કંપાવતી નથી તેને ધિક્કાર છે.

[1]બાંધી અંતરના અધીન લટકે ને ખૂબ ભીડાવતી,
[2]ભાંગી ગાત્ર બધોજ દોર સમૂળો મૂકાવી ના મ્હાલતી.
તમારે એ જોવો છે સપાટો.

અ૦—( બીધેલો દૂર ખસી ઉભો રહે છે.) મારી સાથે આ બધું જોર અજમાવવું છે? તમારી આવવાની ઇચ્છા ન હોય તો હું તો જાઉં છું, મને મોકલ્યો તેને હાથ બતાવજો. મારાપર તો મહેરબાની રાખજો.

દ્રૌ૦—હવે કેવી સીધી વાત થાય છે. ભયવિના પ્રીત નહીં. ઠીક ઠીક તેમનેજ મોકલજો. ( હસતાં ) પણ ઉભા રહો જરા આપણે એક ગરબો ગાઈ લઇએ, જોઇએ તમને કેવી તાળી પાડતાં આવડે છે. ઉત્તરા તો સસરાજીને ભુલતીજ નહિ હશે. મને દેખાડો તો ખરા કે તમને કેવી તાળી પાડતાં આવડે છે.

અ૦—હું મોકલું છું તેમની સાથે તાળી મેળવજો.

( અર્જુન ને એકલો આવતો જોઇ ધર્મરાજાને ફાળ પડી પોતાને કહે છે કે )

---

૧ જે ઘરમાં પતિને બાંધીને લટકાવતી તથા ખૂબ ધમકાવતી નથી. જે હૃદયમાં પતિને વિલાસથી વશ કરી રાખતી નથી તથા દૃઢ આલિંગન દેતી નથી તેને ધિક્કાર છે.

૨ જે પતિના ગાત્રો શિથળ કરી તથા તેનો રોપ મૂકાવીને મ્હાલતી નથી તેને ધિક્કાર છે.

ધ૦—આતો મારો વારો આવ્યો. હું ધારતો હતો કે બહારો બહાર કામ થઈ જશે. અર્જુનથી જે કામ ન બન્યું તે મારાથી કેવી રીતે થશે.

અ૦—મોટાભાઈ, હવે આપ પધારો. (કહી નીચું ઘાલી બેસે છે.)

કૃ૦—(અર્જુનને) પુષ્પાંજળિ[1] સારી મળી જણાય છે.

અ૦—મેં જરા લાંબી ટૂંકી વાત કરી એટલે તે છેડાઈ. થોડીવાર થોભ્યો હોત તો સાંગોપાંગ...(પૂજા થાત.)

કૃ૦—(ધર્મરાજાને) હવે તમે તો માંડી વાળજો જ. મારી બ્હેન મારા પર પ્રસન્ન નહીં એટલે મને પણ અહીં ગમતું નથી; મને રજા આપો તો સારૂં.

ધ૦—(મામ રાખતાં.) એમ કાંઈ થાય.

### છંદ શાલિની.

ન્હાનાથી જે નીપજે નાહીં કાંય,
મોટે કર્યું ધર્મથી દુર્નિવાર્ય;
ભોળા શંભુ વેદિયા[2] હારિયા જ્યાં,
ધૂંધા સાધી વિષ્ણુએ જોત જોતાં.

---

૧ આદર સત્કાર (વ્યંગ—અપમાન).

૨ બ્રહ્મા. ૩. ભોળવી.

કૃ૦—ધર્મની વાત હમણાં કોરે મૂકો, એતો સ્ત્રી હઠ છે; હવે વધારે છેડવામાં કલેશ વધે અને પરીણામ સારૂ નહીં આવે. કદાચ ભીમ આવી પહોંચે તો તેને મોકલજો.

ધ૦—ત્યાં કંઈ મલ્લકુસ્તી કરવાની છે કે ભીમ તેમાં જીત પામી આવશે. એકઘાથી બે કકડા કરવા હોય ત્યાં તેનું કામ. સ્ત્રીને રીઝવવી એમાં ઉદ્ધતાઈનું કામ નથી. એ તો બારીકીથી સમજાવી કામ કાઢી લેવાનું છે.

કૃ૦—ત્યારે તમે અજમુદો કાઢી જુઓ. બીજાનું માન ભંગ થયું તેની હરકત નહીં, પણ તમારૂં થાય તો તે ખોટું, માટે હું તો ના કહેતો હતો.

ધ૦—દેવી મારૂં માને ન રાખશો. એમ નહીં બને. (જાય છે)

દ્રૌ૦—પધારો મહારાજ. મેં તમારી આજ્ઞાનો ભંગ કોઈ દિવસ કીધો નથી. પણ આજે પેલા કપટીનું મુખ જોવા શિવાય તમે કહેશો તે હું કરીશ.

ધ૦—અરે ગાંડી. તારો ધર્મ તો પતિ જે કહે તે કરવું એ છે. તેમાં આ શિવાય અને તે શિવાય ક્યાંથી લાવી.

### છંદ પ્રહર્ષણી.

સાધ્વી ના વચન પતિતણું ઉથામે,
[1]વાણી કર્કશ ન પ્રહાર તે ઉગામે;

---

૧ કઠોર શબ્દનો પ્રહાર તે ઉગામે નહીં (બોલવાની વૃત્તિ કરે નહીં) તો મારે (બોલે) તો ક્યાંથીજ.

મૂકે બ્હાર ન પગ ધર્મ માર્ગથી તે,
[1]રાખે નાક અહીં સદા અનુસરી તે.

વ ી.

### છંદ મત્તમયૂર.

[2]સંબંધી શું ક્લેશ કરીને નિત રાચે,
સંપત્તિને સુખ વિનાશો મૂઢ યાચે;
ઉઘાડીને જાંગ[3] ગવાડે અપકીર્તિ,
[4]અભ્યાસે એ ઓગળી અપવાદની ભીતિ.

મુરખી તારા ભાઇને તેં હજુ શું પીછાન્યા નથી કે? એતો જાતે ભગવાન છે. એ વિનાશકેએ એકલા જ આપણું હિત સાધવા સમર્થ છે, તેની સાથે વિરોધ રાખવો એ પગમાં કુહાડી મારવા સરખું નથી!

દ્રૌ૦—( પોતાને ) મારા શિરમણિ ધર્મરાયની વાણીથી મારૂં મન તો પીગળ્યું છે પણ શું હું લડાઈ કરીને પહેલી સલાહ કરવા જાઉં. એ તો ન બને.

મને એમ લાગે છે કે એ ગોપીનાયક વિના તમારા

---

૧ પતિને અનુકૂળ બની પૃથ્વીને નાક=સ્વર્ગ બનાવે. પતિનું નાક=માન રાખે.

૨ નિત=રોજ.

૩ પોતાનાં દોષ જાને ખુલ્લા કરી.

૪ આવી ટેવ પડવાથી લોકના અપવાદનો ભય જતો રહે છે.

એકલાથી સમર રાસ[3] રમાય તેમ નથી, તેથી તેનો પક્ષ બહુ કરતા જણાઓ છો. તમે ભોપબાળાને ફસાવનારનો પક્ષ કરો છો તેનું કારણ મને સમજાય છે. તેની પ્રપંચ જાળમાં ફસાવ્યા વિના વિજયશ્રી મને વરશે નહીં એમ તમે ધારો છો. પણ નવલ મુગ્ધાને[4] ફાંસામાં નાંખવાથી તમારૂં ભલું નહીં થાય. તમારીને તની અવસ્થા આવી થનાર છે.

[5]છે તરૂણ નાર ઝુકી યૌવન ભાર સૌંદર્ય બહાર કંઈ ઓર પ્રકાર,
મદ ભરી અપાર સુવિલાસ સાર દીપત સંસાર રસની શૃંગાર;
મુખ છે બખોલ શું ચુંબન[7] કપોલ વીણ દંત બોલ કોન રાખે તોલ,
[8]ચાપ વ્યજ્યું શરીર [9]મન શંકાશીળ [10]કુળવતીખમીર[11]ધર્મપળે સુધીર

ધo—નવી તો જેમ કરશે તેમ, પણ તમારે મારૂં કહ્યું કરવું છે કે નહીં.

---

૩ રણસંગ્રામ રૂપી રાસ.

૪ ધર્મરાજા જે વિજયલક્ષ્મીને પરણવા ઇચ્છા છે તે નવી તરૂણી જ છે.

૫ તરૂણ સ્ત્રીને વૃદ્ધ પતિનું આ ચિત્ર છે.

૬ જેનાથી સંસાર દીપે છે.

૭ બેઠેલા ગાલ પરનું ચુંબન વ્યર્થ સરખું છે.

૮ ધનુષની માફક શરીર વળી ગયું છે.

૯ સ્ત્રીને માટે.

૧૦ કુલીન સાધ્વી.

૧૧ ધૈર્યથી ધર્મને અનુસરે છે. ધર્મ માર્ગે રહી જીવન પૂરૂં કરે છે. તેમ વિજયશ્રી પણ ધર્મરાજા તમને વરી આવું જીવન ગાળશે.

દ્રૌ૦—મેં તો પહેલાંથી માગી લીધું છે એટલે મને દોષ
નથી. તમે કહો તે કરવાને તૈયાર ને હમને એક માગ્યું એ
ન મળે. હમે બાર તો વહી છૂટીએ જ છીએ તો.

### છંદ પૃથ્વી.

ગ્રહી કર ગૃહે નવે મૂકત ગોંધી જે જીંદગી.
ફરાવત જ વૈતરે નવ મળે વિસામો ઘડી;
હમેશ કહેલું કરી ઘસવી જાત જે નાંખતી,
આનું ધિક જીંવ્યું યદિ પતિ ન બોલ શાખે રતિ.

ધ૦—મને એ હતપ્રાય કર્યો. શું કહેવું એ સુઝતું નથી.
એનો ઉત્તર સવાયો છે. દેવી એ હજુ માન ભંગ કર્યું
નથી. હાલ વધુ પ્રયાસ વ્યર્થ છે. ચાલો કૃષ્ણા ન
સમજી તો કૃષ્ણને સમજાવી લઈશું.

### છંદ મનહરનો અર્ધ.

વધુ કહેવા જાઉં હું તો ના કહેવાનું કહી બેસે,
બોલાયું જ્યાં વેણ તે તો નહીં બોલ્યું થાય ના;
બહુ તાણે તૂટી જાય તૂટયું ના ફરી સંધાય,
એવી રીત જાણી પ્રીત પાળવી તોડાય ના.

ઠીક છે ભાઇ ઘડેન[1] છો તે મોડાં વહેલાં ઠેકાણે આવશો
પણ મારી આબરૂ ગઈ એ તારીજ ગઈ સમજજે.

દ્રૌ૦—હમારી તે આબરૂ શી. હશે તો એક ગાડું ઓછું થશે.

---

૧ હરાવ્યા જેવો

ધર્મ રાજા જઈ છાનામાના બેસી જાય છે, અને સર્વત્ર મૌનનું સામ્રાજ્ય વિસ્તરી રહ્યું છે. ડોકી નીચી ને ડોળા ઉંચે ફરકતા જણાય છે અને મળતાં શરમાઈ જાય છે.

એટલામાં ભીમ આવી પહોંચે છે.

ભી૦—શું બધાના બાપ આજેજ મરી ગયા કે શું. બધા ઉદાસીમાં કેમ પડયા છો.

( કૃષ્ણ કારણ ભીમને સમજાવે છે. )

ઓહો તમારી બેનને મનાવવી એમાં શું મોટી વાત છે.

કૃ૦—ગર્જે તે વર્ષે નહીં. મને નથી લાગતું કે તારો ત્યાં પત્તો ખાય. ભલાભલાની અવસ્થા થઈ તેવી વળી તારી થશે.

ધ૦—બેસી રહેની ભાઈ.

ભી૦—મારી પાસે તમારા જેવી બાયલી વાત નથી. હું પ્રતિજ્ઞા કરૂં છું તે સાંભળો. ( કૃષ્ણને ઉદ્દેશી ) તમારી બ્હેન દોડતી આવી આપ પગે પડી માફી માંગે, એમ હું કરીશ. પણ તમે શું આપશો.

કૃ૦—આટલું કરે તો તું માગે તે હું આપીશ.

---

૧ સર્વે મુંગા બેઠા છે.

## છંદ વસંતતિલકા.

ભી૦— દાતા મળે [1]સુરતરૂ સરખાની આગે,
 [2]સંપત્તિરૂપ નિજ મૃત્યુ જ મૂર્ખ માગે;
 છે પ્રેમ જે [3]ભગિનીની ઉપરે તમારો,
 તેવો બનો મુજ શું જન્મ કૃતાર્થ મારો.

કૃ —તથાસ્તુ. જા ઝટ કર. તેનાથી એ અધિક.

દ્રૌ૦—( ખાંધપર ગદા મૂકી આવતા ભીમને આડી નજરે જોઈ મનમાં ) આ કામ વાંકું છે. અહીં જો બહુ રોપ દેખાડવા ગયાં તો ભાર બોજ ઉડી જશે. જો સામે લેવા નહીં જતાં બેસી રહું અને ભીમભડનો કોપ-કુંપળીએ જીવ બેઠો હોય તો પુછયા પડેલાં કેડ ભાંગી નાંખે તેમ છે. માટે જીવ એની સાથે તો સાચવીને બોલજે. નહીં તો, નહીં હતાંનું હતું થશે. ભીમનો પ્રાણાંત ભય બધાંને લાગે તો મને થોડાએ કેમ ના હોય.

( સામી જઈ હાથ જોડી કહે છે. ) પધારો પ્રાણનાથ.

---

૧ કલ્પવૃક્ષ સરખા દાતા મળે તેની આગળ.

૨ સંપત્તિ ભોગવિલાસ માંગે એ પોતાનું મૃત્યુ માંગવા સરખું છે. ભોગવિલાસમાં જીવન વ્યર્થ જાય, અને પરમ પુરૂષાર્થ સધાય નહીં.

૩ દ્રૌપદી ઉપર તમારો જેવો પ્રેમ છે તેવો પ્રેમ મારી ઉપર થાઓ.

(ધ્રૂજતાં) હું રોજ તો તમે જે કહેતા તે વિના વિલંબે કરતી પણ આજે વગર વિચાર્યું કહેશો તો હું કરનાર નથી.

ભી૦—એ વળી નવું પદક આજે શું છે.

દ્રૌ૦—અજાણ્યા થઈ જાઓ.

ભી —નહીં, કૌરવના સમ, હું કશું જાણતો નથી.

દ્રૌ૦—હોળી ચકલેથી આવ્યા અને રંગાયા વગર રહ્યા તે હું કેમ માનું.

ભી૦—તું માન કે ન માન, પણ બંદા આવે તેવા તારી પાંસે. તને મળ્યા પછી બધી વાત કરવી સુઝે.

### છંદ શાલિની.

છે ફુંવારો હર્ષનો તુંજ કાંતા,
[1]ન્યાળું અંગે ઉભરે જોર મારાં;
[2]સિંહી સારૂ ચૂડલાં રે કરાવા,
મારે હાથી સિંહ સ્હેજે કરાળા.

દ્રૌ૦—ત્યારે શું તમે સીધા અહીંજ આવ્યા છો ?

---

૧ તને જોવાથી મારા શરીરમાં બળ વધે છે.

૨ સિંહણને માટે હાથી દાંતના ચૂડા કરાવવાની હોંસથી વૃદ્ધિ પામેલાં બળવાળો સિંહ સહેજમાં ભયંકર હાથીઓને મારે છે.

ભી૦—મહાદેવ પણ પાર્વતી આગળ તો સીધા.

દ્રૌ૦—ત્યારે તો મારેજ કહેવું પડશે. મારૂં દુ:ખ લાગે છે તો તે તમનેજ. બીજા કોઇને કંઇ પડી નથી. પેલો ગોકુળીઓ આવ્યો છે ને.

ભી૦—હા, કોણ કૃષ્ણને. હું આવ્યો ત્યારે પડેલો હતો તો ખરો.

દ્રૌ૦—તેણે સૈન્ય પોતાનું શત્રુને સ્વાધીન કરી આપણી સામે ઉભુ કીધું છે.

ભી૦—એમકે! કપટીએ દગો દીધો કે શું! હું નહોતો કહેતો કે તમે કોઇ એ કાળીઆનો વિશ્વાસ ના કરતાં. પણ તમે પાંચે એક મત અને હું તો પડું જૂદો. મારૂં તો તમે સાંભળોજ શાનાં. મને તો ઘઉંના કાંકરાની માફકજ ઉશડી નાંખેલો એટલે મારૂં ચાલે શું. તમે બધાં ડાહ્યાં અને મૂરખમાં ઉદ્ધતમાં હું. એજ આપણા બધા દુ:ખનું મૂળ છે. તારો વ્હાલેશ્રી એ, ને એનો વ્હાલેશ્રી ધરમ, મને રોકી રાખ્યા કરે છે નહીં તો કૌરવને ક્યારનાએ ધૂળ ભેગા કરી દીધા હોત.

### છંદ સ્રગ્ધરાવૃત્ત?

તેં ભાઈ ભાઈ કીધો નિરખ શું ચતુરા, ભાઇએ આજ કીધું;

તેણે આઘા રહીને અરિ દળ ભરીને નાક વાઢીજ લીધું.[1]
તારી થઈ ચિત્ત ખાત્રી પ્રીતિ તુજ ઉપરે કેટલી બંધુનીએ;
ના ના રે ખ્હીશ રાણી! ભીમ દીપ, જીવડાં જાદવો આહુતિ છે.[2]

દ્રૌ૦—મને ગમ ના પડીકે એ આવો મેલો હશે. પહેલાં
જાણતતો એના સામું ભાતે નહીં.

### છંદ શાલિની.

મોહે વાણી મીઠીથી, ના વિચારે;
શું હેતુ [3]કાતીલ છે પેટ માંહે,
[4]ચાટૂક્તને જે ગળે રે ઉતારે;
[5]કુઠે ગલતે મીનનો મિષ્ટ ધારે.

વળી—

### છંદ રથોદ્ધતા.

[1]ભાઈ ભેટ નજીવી બહુ ધારે;

---

૧ શત્રુના સૈન્યમાં યાદવ સેનાનો ઉમેરો કરી આપણું અપમાન કીધું.

૨ ભીમ દીપક સરખો છે અને તેમાં યાદવરૂપી જીવડાં ઝંપલાવી હોમાઇ જશે. ૩ પ્રાણ ઘાતક.

૪ મીઠાં વખાણ-ખુશામત.

૫ માછલું જેમ મીઠો ગલ ખાઇને પ્રાણ ખૂએ છે તેમ.

૬ સ્ત્રી પોતાનાં ભાઇની નજીવી ભેટને મોટી સમજે છે અને જે પતિ આખી જીંદગી રક્ષણ કરે છે તેને સુખ આપતી નથી.

પાળતા જીવનને નહીં ઠારે;
અલ્પસેવ દસ્ત્રી બહુમાને,
પુત્ર માત ગુણને ન પ્રમાણે.

પણ આટલીજ શત્રુવટ કેળવી એ ધરાયો નથી.

ભી૦—શું તેનો એ વિચાર કૌરવ પક્ષમાં જવાનો છે. ?

દ્રૌ૦—લોકલાજે એમ તો નહીં થયું, પણ શસ્ત્ર પકડવાના શપથ લીધા એટલે આપણા પક્ષમાં એ રહ્યો શા કામનો ?

છંદ રથોદ્ધતા.

[2]વૃક્ષ જે ન સમયે ફળે પછી,
અર્થ તેથી શું સરેજ ઉછરી;
[3]ક્ષત્રી જન્મી રણ ભૂ નહીં ફળે,
શસ્ત્રથી અરિ શિરો નહીં ખરે.

---

૧ પુત્ર માંદો હોય અને તેની કોઇ થોડી સેવા ઉઠાવે તો તેને બહુ ગણે છે અને માતા તેને ઉછેરવામાં જે મહાન કષ્ટ ભોગવે છે તેને ગણતો નથી અને દુઃખ દે છે.

૨ જે ઝાડ વખતે ફળતું નથી તે ઉછર્યું હોય તો એ બીજા શું કામમાં આવે.

૩. ક્ષત્રી જન્મ્યો અને રણભૂમિને શત્રુના શિરો છેદી ફળ વાળી કરી નહીં તો તેનો જન્મ વ્યર્થ છે.

ભી૦—શસ્ત્ર પકડવાના સમ આધા! આઘાજ હશે શત્રુ સાથે હાથ મેળવવો એ કાંઈ સહેલી વાત નથી.

## છંદ વસંત તિલકા.

સંગ્રામમાં છૂટત અસ્ત્રજ સણુસણાટ,
થાએ અવાજ સહતો વીર ભૂમિપાત;[1]
ત્યાં તો જવા હીંમત કાયર કેમ ધારે,
ખાંડાની કો વિષમ વ્રત ચઢેજ ધારે.[2]

એણે કઇ લડાઈમાં તોપ ફોડી છે. જરાસંઘ; કાળયવન વિ. ના ધાકે નાઠો તે સમુદ્ર કીનારે જઈ શ્વાસ લેવા થંભ્યો. એણે શસ્ત્ર ધાર્યું નહીં ધાર્યું સરખુંજ છે. પણ હવે તને મારી વાત ગળે ઉતરશે, કે એ તો આપણા રાસ્તાંમાંજ છે.

દ્રૌ૦—સ્ત્રીની બુદ્ધિ તે કેટલી? હમને અગમ નિગમમાં[3] શું સમજ પડે! સારૂં થયું કે તમે એનો પેચ પામી ગયા પણ એવો છેક એનો વિચાર તો નહીં હોય.

ભી૦—જુઓ! હજુ એ મારો ભરોંસો પડે છે! તને આટલું આટલું વીતાડયું તો એ તેનો વાંક તને વસતો નથી. અને તેની ફરિયાદ તો તું કરતી જાએ છે.

૧ રણમાં અસ્ત્રના અવાજ થતાંની સાથે મોટા વીરો ઢળી પડે છે.
૨ ખાંડાની—તરવારની ધાર જેવું વિષમ-તિક્ષ્ણવ્રત કોઇકજ પાળે.
૩ ગૂઢ વાતમાં.

## છંદ શાર્દૂલવિક્રીડિત.

બેને આંહીં લડાવી ઘાણ કરવા ઇચ્છે ઉભય પક્ષનો,
[1]છોડી શસ્ત્ર ઉમેદ એક જીવીને પટ્ટાભિષેકે ઘણો;
એ શત્રુ[2] કુળના નિકંદન તણી યુક્તિજ શોધી રહ્યો,
તેને [3]વામ સ્વધામ આ મુજ ગદાથી મોકલું પાધરો.

દ્રૌ૦—એને હું મળવા સામી ન ગઈ એટલે એ, મને સમજાવવા અહીં આવ્યોતો; પણ હું ગણું ખરી કે ? ગયો વ્હીલે મોઢે પાછો.

ભી૦—પછી.

દ્રૌ૦—પછી તમે જાણોજ છો કની, તેણે તમારા ભાઇઓને ભંભેર્યા અને એક પછી એકને મારી પાંસે મોકલ્યા.

ભી૦—શું કરવા.

દ્રૌ૦—ધર્મ રાજાની આજ્ઞા છે કે જાઓ કૃષ્ણાને—અરે તેનું નામ ક્યાં લેવાઇ ગયું—અહીં પકડી લાવો, અને મોટા

---

૧ શસ્ત્ર છોડનારને ક્ષત્રી મારતા નથી એટલે શ્રીકૃષ્ણ એકલા જીવતા રહે અને લડાઇમાં બધા મરી જાય એટલે એ એકલાને બધું રાજ્ય મળે.

૨ શ્રીકૃષ્ણ.

૩ હે સુંદરી.

મકનભાઈની માફી મંગાવો.

( ગળગળિત થઈ જઈ. )

**ઓધવજી સંદેશો કહેજો શ્યામને-એ રાગ.**

તમ પલ્લવ પડી મેં સુખ અહીં શું ભોગવ્યું,
પંચ પતિ પણ નવ રક્ષાઈ નાર જો;
ભરી સભામાં લાજ લૂંટી દુષ્ટે મળી,
જોયા કીધું સુણતાં મુજ પોકાર જો.
નીચજનો કરતા બહુ મારી મશ્કરી,
કેશ ગ્રહીને ખેંચત મારા ચીરજો;
ક્ષત્રાણીની કુંખ અરે લજવી તમે,
[1]જડ પુતળાં ઠરિયા ભયથી હત વીર્ય જો.
રવડી વનવન કેશ છૂટા પીડ અતિ ઘણી,
ક્રૂર જનાવરથી થરથરતી ગાત્ર જો;
દુષ્ટોએ વનમાં પણ નવ ઠરવા દીધી,
વેરી તમે ને હું એક દ્વેષની પાત્ર જો.
દાસીવડું કીધું પર ઘર મેં તમ જીવતાં,
જીવ વળગાડી રહી હું શાને માટજો;
[2]રૂઠયા સઘળા સાથે મારી ઉપરે,

---

૧ ભયથી નામર્દ સરખા જડ પુતળાંની માફક ઠરી ગયા.
૨ પતિ, ભાઈ વિ.

દુઃખ ખમાય ન શો મુજને ઉચાટ જો.
જો સેવા મેં હોય કરી કાંઈ પ્રીતે,
[1]મારે શિર શિરતાજ ગદાનો પ્રહાર જો;
દઈ છૂટકો મુજ રાહુ ગ્રાસ થકી કરો,
[2]વ્હાલા તમારો માનીશ હું આભાર જો.

ભી૦—(રાતોચોળ થઈ જઈ ગદા હલાવતો) આ તું શું કહે છે. શું ધર્મની બુદ્ધિ હજુ ઠેકાણે આવી નથી? તેને પણ મારી ગદાનો સ્વાદ ચાખવો છે કે શું?

છંદ વસંતતિલકા.

સન્મુખ મારી ઝઝુમે ચીરનાર મર્મ,
ધિક્ મુજને નિરખિયું થતું ઘોર કર્મ;[3]
તેનું જ વેર લઈ દીધ તને ન શર્મ,[4]
શું ધર્મને ન કરતાં ફરી તેવું શર્મ.[5]

---

૧ મારા મસ્તકપર ગદા મારી મારો દુઃખરૂપી રાહુથી છૂટકો કરો.

૨ પ્રિય.

૩ મારાં મર્મ સ્થળને ચીરનારૂં તે દ્રૌપદીના કેશ ખેંચવાનું ઘોર કર્મ સ્મૃતિમાં મારી આંખ આગળ ઝઝુમે છે. મે તે ઘોર કર્મ થતું જોયા કર્યું તે મને ધિક્કાર છે. ૪ સુખ.

૫ દ્રૌપદીને પકડી મંગાવવાનો હુકમ આપવા રૂપ કર્મ કરતાં શર્મ આવતી નથી?

## છંદ સ્રગ્ધરા.

જે જે મારી પ્રિયાને લવજ દુભવશે લેશ તે તો સહેના,
આઘાતે પ્રાણ ચૂરા અચૂક ભીમ કરે આ ગદાએજ તેના;
[1]રે મારૂ ધર્મને હું કરૂં નિધન સઉ ભ્રાત જે છે મળેલા,
[2]રાખું નિશાન ના નામ ન ગુણ મૂળ જે દુઃખનો તુંજ પેલા.

દ્રૌ૦—વળી પેલા નૃત્યકળાવિશારદ તો કહેતા હતા કે તને
બાંધીને લઈ જઈશ ત્યારે શું કરશે ?

## છંદ વસંતતિલકા.

ભીમ— તે હીજડો રમણી બાંધવી શુંજ જાણે,
દેશેજ તાળી ખીજતાં બહુ થાય ભાંડે;
જે હોય દુર્બળ રસજ્ઞ ન મંદ રોગી[3]
ગૌરૂપ ગૌરી પીડશે હૃદ શાપ ભોગી.

---

૧ સઘળા ભાઈઓ દ્રૌપદીને દુઃખ દેવામાં એક સંપ થયા છે તે સર્વેનો નાશ કરૂં.

૨ જે ગુણ વગરના-તારો ગુણ નહીં માનનારા તારા દુઃખના કારણ છે તેનાં નામ નિશાન રહેવા દઉં નહીં.

૩ જે શરીરે નબળો અરસિક, અને મંદબુદ્ધિનો અને રોગી હોય તે ગાયના જેવી પોતાની સ્ત્રીને દુઃખ આપશે અને તેના અંતરના શાપ-નિસાસા લેશે.

## છંદ વાંશસ્થ.

દ્રૌ૦— શૂરા છુપાના સમરાંગણે રહે,
[1]આપદ્ ધરે મિત્રની તો સુહૃદ્ શિરે;
સ્ત્રીની પરીક્ષા પતિ નિર્ધને બને,
ચતુરની માનિની માન મૂકવે..

યુદ્ધમાં તો તમારી પ્રવીણતા જાણું છું પણ રસ શાસ્ત્ર આટલું બધું કયાં ભણ્યા.

ભી૦—ઘરનીનેજ મેં ગુરૂ કરી. પણ ચાલ જો હવે બધાંની ખબર લઈ નાખું છું. ગદા ફેરવતો જવાને તૈયાર થાય છે.

દ્રૌ૦—(પોતાને) અરે આ તો વાતનું વતેસર થયું. કાંટો કાઢવાનું કહેતાં પગ કાપવાનો અવસર આવ્યો. કચરામાં ચણગારી મૂકતાં, ઘર બાળવાનો પ્રસંગ આવ્યો. વાતો જેમનો વાય તેમજ વાયા કરે. અને વાયુના પુત્ર એ, એટલે એમાં જૂદો સ્વભાવ શાનો હોય.

તમારી માફી માગવામાં મને કાંઇ શરમ નથી. મારી ભૂલ થઈ હોય તો માફ કરો. મેં તો સ્હેજ કાળીઆનું ચરિત્ર કહ્યું તેમાં તમે ઘરનું કાશળ કાઢવા તૈયાર થશો એમ ધાર્યું નહતું.

---

૧ મિત્ર તે, કે જે પોતાના મિત્રની આપત્તિ પોતાને માથે ઉઠાવી લે–એટલે કે આપત્તિ વખતે ખરી સહાય કરે.

બી૦—[1]એની વાતજ સંસાર સળગાવે તેવી છે. તને કોઈ છેડે તે મારાથી લેશ ખમાય નહીં. પણ આ સૌ પેલા ગોવાળીઆનાજ કારસ્થાન છે; માટે તેને તો હું છોડનાર નથી. ભાઇને ઉશ્કેરી તને શૂળ ઉપજાવનાર તે કોણ ? પારકા ઘરમાં માથું મારવાનું તેણે કેમ ડહાપણ વાપર્યું ? ઘરમાં કળિ પેઠો, તેનો તો દાંટીઓજ વાઢવો જોઇએ.

## છંદ શિખરિણી.

[2]કરૂં પૂરો ભાઈ તુજ રીસહણી હેતુ નીવડ્યો;
[3]પડાવું તેને હું ચરણ મુજ વ્હાલી ચડ ભડ્યો,

---

૧ સંસારમાં ઘેર ઘેર ક્લેશ ઉત્પન્ન કરે તેવી છે. સંસાર [ જન્મ મરણરૂપી ] નો નાશ કરે તેવી.

૨ તારી રીસ-તારાં અપમાનનો હેતુ-કારણ રૂપ એવા તારા ભાઇનો હું તદન નાશ કરૂં. બીજો અર્થ-તારાં અપમાનનાં કારણનો નાશ કરી હાલ જે તારો ભાઇ સાથેનો સંબંધ તૂટ્યો છે તે ફરી સાંધી તારો પૂરો ભાઇ કરૂં-તારો ભાઈ સાથનો સંબંધ સંપૂર્ણ મજબૂત કરૂં.

૩ મારી પ્રિયતમા સાથે જે લડ્યો તેને તારે પગે લગાડાવું. બીજો અર્થ મારી પ્રિયતમા સાથે જેને લડાઇ થઇ છે તેને પગે હું યુક્તિથી મારી પ્રિયતમાને લગાડાવું.

મળેના જોવાનું મુખ તુજ પીડા ભાઈની હણું;
[2]મળે કેમે ભ્રાતા, થઈ ગયું બધું આ શું સ્વપનું.

દ્રૌ૦—(પોતાને) અરે આતો મારા ભાઈ પરજ ગદા વાપરશે કે શું! કેમે કરી એમનો ક્રોધ શાંત પાડવો જોઈએ. મારા મનોરથો તો એજ પૂરે એવા છે.

છંદ ત્રોટક.

તમ શત્રુ સુયોધન[3] સાથળ કે,
ઉર ભંગજ દુષ્ટ તણી પટકે[4]

---

૧ તને તારા ભાઈ તરફથી થતી પીડાનો નાશ કરૂં અને તેનો એવો નાશ કરૂં કે ફરી તને તેનું મોઢું જોવાનો પ્રસંગ આવે નહીં. બીજો અર્થ—તું ફરી બેસવાથી તેનું અપમાન કરવાથી તારૂં મુખ જોવાનું તારા ભાઇને મળતું નથી એ જે તારા ભાઈની પીડા—દુઃખ છે તેનો નાશ કરૂં.

૨ કોઈ પણ રીતે હવે ફરી એ ભાઇ મળે એવું હું રાખનાર નથી. અને અત્યાર સુધીનો ભાઇ બેનનો સંબંધ એ સ્વપ્ન સરખોજ લાગશે.

બીજો અર્થ—અત્યાર સુધીની લડાઈ એ સ્વપ્ન થઇ ગયું હોય એમ તને લાગે અને તું કોઇ પણ યુક્તિથી તારા ભાઇને મળે એ પ્રમાણે હું કરીશ.

૩ દુર્યોધન.

૪ પટકી નાખી દુષ્ટ—દુઃશાસનની છાતીનો ભંગ કરશે.

કરશેજ ગદા પડતી ફટકે;
ઘરમાંહી ઘુમે ચિત્ત તો ફટકે.[1]

વળી—

## છંદ દ્રુતવિલંબિત.

અરિની જે સહ વિગ્રહ ચાલતો,[2]
સમય તે નિજ પક્ષજ ઘાલતો;
કરત જે અવિચારીજ કાર્ય આ,
વિજય લક્ષ્મી વરે નવ તે કદા.

ગમે તેવો એ એ ભાઈ. છોરૂ કછોરૂ થાય માવતર કમાવતર ન થાય.

ભી૦—તું આમે બોલે છે ને આમે બોલે છે, તારા બોલવામાં કાંઈ ચણીયારૂ જણાતું નથી. હું કાંઈ મારા નિશ્ચયમાંથી ફરનાર નથી. હવે તારી ભમી ગયેલી બુદ્ધિને અનુસરવાનો નથી.

---

૧ તે ગદા તમે ઘરનાજ માણસો પર પ્રહાર કરવા તત્પર થયા છો તે જોઈ ચિત્ત ફટકી જાય છે.

૨ જે સમયે શત્રુની સાથે લડાઈ ચાલે છે તે વખતે લડાઇ પોતાના પક્ષના માણસોમાં જે ઉત્પન્ન કરવાનું અવિચારી કાર્ય કરે છે તેને જય મળતો નથી.

## છંદ શાલિની.

રૂઠી નારી હાલ કાંઇ કહે છે,
બાજી માંડી તે ક્ષણે ફેરવે છે;
ઓ બુદ્ધિએ ના વિચારી પળેજે,
[1]આયૂ તેની શોખ જેવી ઘટે છે.

દ્રૌ૦—(પોતાને) હાથથી વાત ગએલી જણાય છે. વાઢયાં તે વહેવાંજ પડશે તો.

તમે મારૂં માનતા નથી તે તમે મને કેવી ધારી.

ભી૦—વગર બેસણીની ગોળી જેવી, આમે ગબડે ને આમે ગબડે.

દ્રૌ૦—ત્યારે શું તમે મારા ભાઈ પર ગદા ચલાવશો ?

ભી૦—બેલાશક. વળી આંટામાં કોઈ આવ્યો તો તે એ લેતો જાય. હવે મને જવાદે કે તારૂં અપમાન કરનારનું માથું ભાંગી નાખું. મારા હાથ સળવળી રહ્યા છે, જો તું અટકાવ કરશે તો[2]—

---

૧ એક સ્ત્રીને અનુસરવામાં આવે તો તેની શોખ મનમાં મુંઝાઇ બળે છે અને શરીરે દુર્બળ થાય છે. તેમ દ્રૌપદીને અનુસરૂં તો શોખ-રૂપી આયુ શરીરે ઘટી જશે, એટલે વગર વિચારે સ્ત્રીને અનુસરવાથી આયૂ ઘટે છે. આયૂને ભીમની બીજી સ્ત્રી શોખ કલ્પી છે.

૨ ગદા તારા પર પડશે.

દ્રૌ૦—પોતાને ફરી વળ્યા મારાએ; મેં મુરખીએ ક્યાં દાણી આગળ ગાડાં છોડયાં.

મારી ભુલ માફ કરો અને તમારા ક્રોધને શમાવો.

ભી૦—એ હવે નહીં બને. આટઆટલાં દુઃખમાં ઝળતી તું, તેમાં બળતાંને[1] ઉશ્કેરી ગયો.

દ્રૌ૦—મારા કોણ ભોગ. (કહી અશ્રુપાત કરતી, ભીમને પગે વળગી પડે છે.

ભી૦—ઠીક, તારી એવીજ ઇચ્છા છે તો, કહું તે સાંભળ.

## છંદ વસંતતિલકા.

જો ભાઈ તુજ વદશે સહ સુ પ્રમોદ,
છે બ્હેન ના કંઈ વિરોધ ઘડી વિનોદ;
સંતપ્ત કીધ મુજને નહીં સાથ તારી,
સંધિ કરે ગણુ ગદા શિર બેઉ મારી.

---

૧ બળ તું વધારી ગયો.

૨ જો તારો ભાઈ તારી સાથે આનંદથી બોલી ક્હેશે કે બ્હેન આપણી વચ્ચે કાંઈ ટંટો નથી, એ તો બે ઘડીનો વિનોદ હતો તો તો ઠીક છે. જો આ પ્રમાણે તારી સાથે સલાહ નહીં કરશે તો, મને તેં નકામો તપાવી મૂક્યો છે તેથી સમજ જે કે તે કૃષ્ણના તથા તારા બન્નેના માથા પર મારી ગદા પડશે.

દ્રૌ૦—(ભયની મારી આગળ આગળ ચાલે છે) પોતાને મારાં જોતરાં મારે ગળેજ ભેરવાયાં. ભાઈએ મનાવ્યાં ને માન્યું નહીં, તેનું આ ફળ. જેનું મુખ જોવાના સોગન લીધા તેની હમણાં માફી માંગવી પડવાની. ચાલ વહેલી જઈ, ભાઇને મનાવી લઉં નહીં, તો આવી, ગદા અફાળી મૂકશે તો બધાં વરસ પૂરાં થઈ જશે. અરે પણ મેં આટલો બધો તિરસ્કાર ભાઇનો કર્યો છે, તે મારૂં કહ્યું કેમ સાંભળશે. ના ના મારો ભાઈ તો ભોળો છે, બેનનું સંકટ જોઇને ઝટ માની જશે.

દ્રૌપદી દોડતી જઈ શ્રીકૃષ્ણને પગે પડે છે.

(હાંફતી) ભાઈ કહી દોને ઝટ, કે આપણી પ્રીતિ જેવી ને તેવી છે અને આપણુ વચ્ચે કાંઈ વિરોધ નથી. નહીં તો ભીમ-જીભ કરડી લજવાઈ જાય છે.

ભીમ ગદા ઘુમાવતો આવી પહોંચે છે. અને સૌ વિકાળ રૂપ જોઇને સભય આશ્ચર્ય પામે છે.

કૃ૦—હા, તું કહે તેમજ છે. અલ્યા ભીમ, તેં તો ગજબ કર્યો!

ભી૦—જાઓની એ તો ઉગર્યાં; નહીં તો, તમારો આજ ઘડો લાડવો થઈ જાત.

કૃ૦—(હસતાં) એમ કે! ફરી નાંખીએની ત્યારે.

ભી૦—સીધા ન ઉતર્યો હોત તો થઈ જાત. દેવીનું મન પ્રસન્ન

થયું એટલે આ ગદાને હેઠી મૂકી. હે દેવી ગદા ! આ બધો તારોજ ડંકો છે. તે રંગ રાખ્યો, અને વિજયશ્રીએ મને વર માળ આરોપી. આવાજ ડંકા વગાડતી રહે જે.

કૃ૦—ભીમ તમારા બધા ભાઈ નિષ્ફળ થયા, ત્યાં તમે ઠીક ચતુરાઇ લગાવી.

ભી૦—બોલો ના.

દ્રૌ૦—( ઝંખવાણી પડી ગઈ ) મને એ તમે છેતરી ! રણનું પરાક્રમ તો તમારૂં જાણતી હતી, પણ તમારા રણવાસના અદ્દ્ભુત પરાક્રમની આજે ખબર પડી. ( શરમાઈ અંદર જતી રહે છે. )

કૃ૦—( ભીમને ઉદ્દેશી )

## કવિત.

[1]ધન્ય છે વૈદગ્ધ્ય તુજ, ધન્ય ગદાધારી ભુજ,
ધન્ય ભાઈ ન કરત બૂજ, ધન્ય સાધત અપૂછે;

---

૧ તારી ચતુરાઇને ધન્ય છે, તારી ગદા ધારણ કરેલી સાર્થક છે, તારા ભાઇઓને તારી ચાલાકીનું ભાન ન હોવાથી, તમે ઉદ્ધત સમજી તારી કદર કરતા નથી છતાં, તેમના કહ્યા વિના તું તેમના કાર્યો સાધે છે એવા તને ધન્ય છે.

બેનથી ન વધ્યું તેજ, ઝટ કરી પ્રકાશ્યું તેજ,
બુદ્ધિવાન તું ખરેજ, [1]અધિક પ્રિય તું છે.
કુશળ રહ્યાં સર્વ ભ્રાત, શત્રુના સંઘાત ઘાત,
[2]સરે પડયો હસ્તિરાજ, કમળ દળ શું કરશે;
[3]ધર્મ વિજય નિશ્ચે જાણ, શાસ્ત્ર અનુગ કરે પ્રમાણ,
રિપુ હણે સુમતિ કૃપાણ, પરમ સુખ મળશે.

---

૧ મારી બ્હેન દ્રૌપદીથી તું મને વધારે વહાલો છે.

૨ જેમ સરોવરમાં પડેલો હાથી કમળના સમૂહને વિખેડે છે અને છૂંદી નાંખે છે તેમ તું શત્રુના સમૂહોનો વિનાશ કરશે.

૩ હે ધર્મરાજા તમે નિશ્ચે જાણો કે તમારો વિજય છે કારણ કે તમારા અનુગ-નાના ભાઇઓ શાસ્ત્રની આજ્ઞાને પ્રમાણ કરી તમારી આજ્ઞામાં રહે છે. અને સુમતિ-એ સુબુદ્ધિવાળાભાઇઓની તરવાર શત્રુને હણશે ત્યારે. તમને પરમ સુખ-શાંતિ મળશે. આ પ્રમાણેનો શ્રીકૃષ્ણનો આશીર્વાદ છે.

બીજો અર્થ.

શાસ્ત્રને પ્રમાણ ગણી તેને જે અનુસરે છે અને ધર્મ પ્રમાણે વર્તે છે તેનો સદા જય છે. તેમની સદ્બુદ્ધિરૂપી તરવાર જ શત્રુને હણે છે એટલે તેમને પરમ સુખ મળે છે એ નક્કી છે.

## શુદ્ધિપત્ર. ( ભીમચાતુર્યનું ).

| પાનું | લીંટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨ | ૭ | તેનો | તેનું |
| ,, | ,, | આવ્યો | આવ્યું |
| ૪ | ૫ | ધાર– | દ્વાર– |
| ૬ | ૧ | અ ય | અભય |
| ,, | ૫ | નહીં | કે નહીં |
| ,, | ૮ | ઘાડતી | ઉઘાડતી |
| ,, | ૧૪ | કારવ | કૌરવ |
| ૭ | ૨ | કહે કે જે | કહે જે |
| ૮ | ૨ | તું | તું, |
| ,, | ,, | શું | શું, |
| ૯ | ૧૮ | સમુદ્ર | સમુદ્ર, દ્વારિકાં પાંસેનો–અપમાન–થી ઘેર પાછા જવું પડે તે દરિઆમાં પડી આત્મઘાત કરવા જેવુંજ છે. |
| ૧૦ | ૧ | ઉપલક્ષ્યા | ઉપલક્ષિયા |
| ૧૦ | ૫ | ક્ષત્રય | ક્ષત્રિય |
| ૧૧ | ૧૪ | નતન | નવીન |
| ૧૯ | ૬ | ઉપજાત | ઉપજાતિ |
| ૧૫ | ૨૦ | માન | માન. ઈનામની વસ્તુઓ આપી |
| ,, | ૨૧ | ખમશો | ખમશો. ભારે મરતા મજુરનો ભાર ઉતારવાથી તેને સુખ થાયછે. |

| | | | |
|---|---|---|---|
| ૧૬ | ૧૮ | મળે | પળે. વિશેષ ચતુર સહદેવ મારી-ની વાત કરતો નથી |
| ૨૦ | ૭ | વતું | વહતું |
| ,, | ૧૪ | નાખું | પહેરાવું |
| ૨૩ | ૧ | ઢે | કાઢે |
| ,, | ૧૫ | જેના | જે ના |
| ૨૪ | ૨ | મૂવી | મૂકાવી |
| ૨૫ | ૧૪ | કાય | કાર્ય |
| ૨૮ | ૬ | તની | તેની |
| ૩૩ | ૧૫ | આપ | આપને |
| ૩૪ | ૫ | ભાતે | ભાવતે |
| ૩૫ | ૭ | આપણ્ા | આપણા |
| ૩૬ | ૭ | વૃત | વૃત્ત |
| ૪૧ | ૧ | વાંશસ્થ | વંશસ્થ |
| ૪૨ | ૪ | શળ | શાળ |
| ,, | ૬ | વાર્પ્યું | વાપર્યું |
| ૪૫ | ૧૨ | લતો | લેતો |
| | | લઉં નહીં, તો | લઉં, નહીં તો, |

